બનામે ખુદા.

# ભમતો-ભુત



નાટક ત્રણ અંકી.

## વીકટોરીયા નાટક મંડળી

માટે

રચનાર—ગુલફામ.

પ્રગટ કરનાર—

મંડળીના માલેક

ખુરશેદજી મેહેરવાનજી બાલીવાળા.







૧૯૧૩.

કીંમત આઠ આના.

# શેઠ ખુરશેદજી બાલીવાળા—

## તમોને મારૂં નમન છે!

આ મારા નાટકની ચોપડી છપાઇને સંપુર્ણ તઇયાર થવા પછી મારા દીલસોજ દોસ્ત અને વીકટોર્યા નાટક મંડળીના "બાવાજી" શેઠ ખુરશેદજી બાલીવાળાનું મરણુ નીપજ્યું છે. એમ હોવાથી આ નાટકની ચોપડીના દીબાચામાં કશોબી ફેરફાર કરવાનો મને પ્રસંગ મલ્યો નથી, જેથી આ નવું પાનું આ ચોપડીમાં દાખલ કરીને તથા અર્પણ પત્રીકાનું પાનું ઉમેરીને તે મરહુમ તરફની મારી ફરજ અદા કરવાની હું રજા લઉંછું.

સંખ્યાબંધ શહેરીઓનો એક દીલસોઝ દોસ્ત, ભરપુર કુટુંબનો એક હેતવંતો મુરબી, સેંકડો કામદારોનો એક દીલાવર જીગરવાળો માલેક, દેશ પરદેશમાં નામાકીત થયલો એક સાચ્ચો સુધો જરતોસ્તી, પોતાના ધંધાને ઉચી ટોંચે ચહડાવનારો એક કરબ્યો કારસાજ, નાટકના તખ્તાની આબરૂ ઇજ્જત વધારવામાં મોટો ફાળો આપનારો એક ચુનંદો હુનરમંદ, નવા સુધારા વધારા કરવામાં સદા હીમતથી બહાર પડનારો એક સાહસીક બચ્ચો, અને સંસાર સરકાર અને દરબારમાં માન મરતબાથી મશહુર થયલો એક હીંદનો સપુત આજે ગુમ થયો છે; તખ્તાની ફુટ લાઇટને દીપાવનારો એક ચેરાગ બુજાયો છે; નાટકના ગગનમંડળ માંહેલો એક જમકતો શીતારો ખરી પડયો છે. તેવા એક મહાન એકટર, નમુનાદાર માલેક, નકલ કરવા જોગ મુરબી, અને જીગરમાં દાબી રાખવા જોગ દોસ્તની યાદ હઇડે ધરી તેના રૂહની શાંતી ઇછી તેના નામ અને કામ પર આફ્રીન ગુજારી, તેના હમેશગીમાં ગયલા અમર્ગ આત્માને સેવક નમન કરે છે. મારૂ તમને નમન છે ઓ બેહસ્તમાં સુતેલા દોસ્ત, ઓ નાટકના તખ્તાના અસ્ત થયલા ખુરશેદ, તમને મારૂં નમન છે.

આ મારા નાટક માટે તમે જે ઉલટ અને ઉમંગ દેખાડ્યો હતો તે યાદ કરી આજે હું દીલમાં ગમ ધરૂંછું; તમારી બાંહે ધરી હેઠળ થઇ ગયલા ઘણાક નાટક લખનારાઓની સંફમાં મને તમે લીધો પણ અફસોસ છે કે મારી કમતરીન સેવાનું ફળ જોવાને તમો જીવ્યા નથી; તમો તે ફળને માટે જે અભીપ્રાય આપતે તે જાણવાનું મારાં નસીબમાં રહ્યું નથી.

તમારા રૂહની સદાની શાંતી માટે દુઆ ગુજારતા આ કમતરીન બંદાની અરજ પરવરદેગારની દરગાહે મંજુર થાય એવી આર્જુ રાખતો—

હું છું.

મરહુમ શેઠ ખુરશેદજી

તમારો એક વખાનનારો,

**ગુલફામ.**



મરહુમ શેઠ

# ખુરશેદજી મેહરવાનજી બાલીવાલા.

**જનમ.** તા૦ ૨૭ જુન ૧૮૫૩.

**મરણ.** તા૦ ૧૭મી સપટેમ્બર ૧૯૧૩.



**મરહુમની પવિત્ર યાદને**

મારી તરફની

**પ્રીતી, દીલસોજી અને માનની**

દરેક લાગણી સાથે

આ ચોપડી

અર્પણ કરવાની હું રજા લઉંછું.

સેવક,

# તમાશબીન જોગો ગુલફામ તરફનો સંદેશો.

મહેરબાન તમાશબીન—

ખુદાના હજારો હજાર શુકર ગુજારવા સાથ સાતમી વાર તમાશબીન આલમ સામે આ મારા નવા નાટક મારફતે હાજર થાવું છું. આ નવા નાટકથી મારી કીર્તિનો કોટ મોટો ગંજાવર બની જશે, મને નાટક લખનારા મહાન પુરૂષોની સંફમાં બેસાડી દેખાવાં આવશે, મારો નાટક કરનારી કંપની સોનાના નાળ્યાં ચલાવશે અને જાબજા મારા તારીફના ગાયણોના લલકાર ગાજી રહેશે એવા નાહાન્યત ખ્યાલ હું મારાં મનમાં ઉભા કરતો નથી: પણ હું એટલુંજ ઇચ્છું છું અને એટલીજ દુવા ગુજારૂં છું કે જેમ મારા આગલા નાટકો પસાર થયા છે તેમજ આ મારો નવો નાટક પણ પસાર થવા પામે અને મારી નેમ–તમાશબીન આલમને મોજ આપવાની, મેજની બતાવનારી કંપનીને સંતોષ આપવાની અને મારાં પોતાના જીગરમાં ખુશાલીની લાગણી પેદા કરવાની–મારી નેમ પાર પડે. જેમ મારા આગલા નાટકો પાછળ થયેલા ટીકા અને નુકટેચીનીને મેં આવકાર દીધો છે તેમ આ નાટકના બાબમાં પણ હું કરતો રહીશ અને સારી સમજથી આપવામાં આવતાં શીક્ષણનો અભ્યાસ કરીશ તેમ વળી વાહીયાત વીચારોથી ભમાવેલા ભમરદાઓ ઉપરથી પણ કાંઇક નવું શીખી લેવાની હું કોશેશ કરીશ. મારી કોશેશ નાચીજ અને નબળી છે એમ હું જાણું છું; મોટા નાટક લખનારાઓની સંફમાં બેસવાને હું નાલાયક છું, એમ પણ હું માનુછું; પણ મારો એવો એતેબાર છે કે મારી કોશેશ અને મેહેનત પ્રમાણીક છે અને ફકત તમાશબીન આલમને મોજ આપવાનીજ તથા મારી ઉપર વિશવાસ મુકનારી કંપનીને સાચ્ચો નીવડી સંતોષ આપવાનીજ મારી નેમ છે માટે તેમાં મારા પરવરદેગાર તરફથી મને મદદ મળશે.

મી૦ ખુરશેદજી મેહરવાનજી બાલીવાળાના નામથી આજે કોણ અજાણ્યું છે? વીકટોર્યા નાટક મંડળીનું નામ કોણે નથી સાંભળ્યું! એ મંડળી મારફતે પોતાનો નાટક સ્ટેજ કરાવવામાં કોણને મગરૂરી નથી ઉપજી? એ કંપનીના ખેલ જોવામાં કોણને ગમત નથી મળી? ત્યારે મી૦ ખરશેદજી બાલીવાલા જેવા ચુનંદા એક્ટર અને નાટકની ઉંડી સમજ ધરાવનારા કરવઇઆના હાથ તળની વીકટોર્યા નાટક મંડળીજેવી ટોળી મારફતે મારો નાટક રજુ કરતાં મને

આ પ્રસંગે બેહદ ખુશાલી ઉપજે તો તે કુદરતી છે અને મારાં જીગરમાં સંતોષની લાગણી પરસ્પર તો તેમાં અજાયબી નથી. એ મંડળીને હસ્તક મારો આ નાટક સોંપતાં હું ખાત્રીથી વકીન લાવું છું કે આ નાટકને સંપુર્ણ રીતે ઇનસાફ મળશે બલકે નાટકની કોઇ ખામી ખોડ કે ખાપણ હશે તો તે આ કંપનીના આસતવાર એકટરો પોતાના અનુભવ અને ઉંચ તાલીમ પામેલા એક્ટીંગથી ઢાંકી નાંખશે.

નાટક લખ્યો ખરો પણ તેને સનગાર આપનાર અને ખરા સ્પીરીટથી બજાવી બતાવનાર ખેલાડીઓના આભાર આ પ્રસંગે હું માનું છું. તે સાથે મારે આ કંપનીના ડીરેક્ટર મી૦ હોરમસજી તાતરાનો ખાસ આભાર માનવાનો છે, કે જેમણે એક ડીરેક્ટર તરીકે લીધેલી મહેનત ઉપરાંત મારા એક દીલસોજ દોસ્ત તરીકે દેખાડેલો ઉલટ ઉમંગ માટે હું તેમણનો એહસાનમંદ થયો છું. પણ વળી એક બીજા ભાઇને મારે ભુલવા જોઇતા નથી. મારા આગળા કેટલાક નાટકોમાં ગાયણો રચી આપી મદદ દેનાર ભાઇ મી. નોશેહર કુપર માટે હું આગળ એકવાર ઇશારો કરી ચુકયો છું. આ ભમતો ભુત નાટક માંહેલાં સઘલા ગાયણો એ ભાઇના ભેજાનું પરાણામ છે. "માનો યા માનો" નામ જાણીતો થયલો આ જવાન જાદુગર જેમ હાથ ચાલાકી અને એલ્યુઝનના ખેલ કરવામાં પોતાની જાદુઇ લાકડીને ફતેહમંદ બનાવી શકયો છે તેમ નાટકના ગાયણો રચી નાટકને ખુબીમાં બેનરો અને બેનર વધારનારી જાદુઇ કલમ ધરાવવા માટે એ ભાઇને હું મુબારકબાદી આપવાની રજા લઇશ.

આ મારો નાટક મારા આગલા છ નાટકોની માફક મારા પોતાના "ઓરીજીનલ" પલોટનો અને મારા અસલ ખ્યાલથી ઉપજાવી કહાડેલો છે એમ જણાવવાની હું રજા લઇશ. કદાચ આ પ્રમાણે મારા લખવાથી કોઇ દોસ્ત બીજવાઇ જશે કે "હે! ઓરજીનાલ છે એમ તેં લખ્યુંજ કાંય!" વગેરે. તેમ કહેનાર મારા મહેરબાન દીલસોજ દોસ્તને હું એટલુંજ જણાવીશ કે "તમારા એવા વીચાર તમોને મુબારક અને ઓરીજીનાલ હોય તે જાહેર કરવું જોઇયે એવા મારા વીચાર મને મુબારક ગણો." ઓરીજીનલ નહીં હોય તો તે ઓરીજીનલ લખવું સજાવાર નથી; તેમ ઓરીજીનલ તો તે જાહેર કરવામાં કાંઇ નુકસાન નથી.

# રંગ ભુમીના રંગારીઓ.

સરદાર રતનશાહ.................................. સુરતનો એક તવંગર શેઠીયો.

ધનજીશાહ.................................. રતનશાહનો ભત્રીજો ને સુનઇનો ખાવંદ.

પેસતનજી.................................. સારી પુંજી ધરાવનારો રીટાયર્ડ થયેલો વેપારી.

ડા૦ મીનોચેહેર.................................. સુરતનો એક તબીબ

દોલુ કસાઇ.................................. ધનજીશાહનો નોકર અને ધનજીશાહનો બદમાશ સાથી.

ખટલો ખાટકી.................................. ધનજીશાહનો એક વારનો દોસ્ત—પાછળથી ભમતા ભુતનો ગોઠીયો.

માણકજી સીગનપોચા.................................. સુરતનો એક રહેવાસી.

પાલો લુહાર.................................. સુરતનો એક ગરીબ ગામડયો લુહાર.

કેકુ.................................. પેસતનજીનો પાલક બેટો.

જાલ.................................. રતનશાહ સરદારનો સેક્રેટરી.

બેજન.................................. મહેરાં અને ગુલાંનો ભાઇ તથા ખરશેદબાઇનો દીકરો.

સુનઇ.................................. ધનજીશાહની તજી દીધેલી ધણીઆણી.

હીરાં........................................ પાહલી લુહારની પાલક બેટી.

મહેરાં........................................ ખરશેદબાહ્નની બેટી અને જાલની માશુક.

ગુલાં........................................ મહેરાંની બેહન અને ખરશેદબાહ્નની બેટી.

પીરોજા........................................ બીખાઇજીની બેટી અને બેજનની માશુક.

ખરશેદબાઇ........................................ ગુલાં, મહેરાં અને બેજનની માતા.

બીખાઇજી........................................ પીરોજાની માતા.

(સ્થળ—સુરત અને તેની આસપાસનો ભાગ.)

બનામે યઝદ.

# ભમતો ભુત.



## નાટક ત્રણ અંકી

—o—

## અંક ૧ લો.

### દેખાવ પેહલો.

સુરતશાહેરનો એક એકાંત રસ્તો.

[સુનઇ પોતાના હાથમાં એક બાળક સાથે ગાતી જણાય છે.]

પરવર હરદમ લેવું નામ આ જગમાં
ફરજ એછે, કરજ એછે, તુ છે દાવર આ જગનો
તું દાતા, તું માતા, તું પીતા મારા
જરાએ દેર તું ના કરતો દાતા
કરમનો હાથ કરજે તારાં બંદા પર રહેમતથી
જગમાં સઘળી તુજની આસ દાતા તું રહેજે પાસ
મારા દાતા તું છે દાની બાકી છે ફાની
હમે જાની તુજ ગ્નાની મીનોઇ

**સુનઈ**—ખુદા, તું મને એવી શકતી બક્ષ કે હું મારી સરજતને તાબે થાઉં. મારી નાફરમાની અને મુર્ખાઇની મને હમણા સજા થાય છ, જે સજાને હું તદનજ લાયક ઠરી છ. સુખ રહે મારા બચ્ચાં

મારી ગુલઝાર કળી—સુઈ રહે. માબાપના ગુનાહ અપરાધને સબબે બચ્ચાને દુખ ખમવું પડેછ ને તે લોકને કંગાળ જીંદગી શુરૂ કરી મોટપણે હાર-મારીમાં દહાડા ગુજારવા પડે છ. મારી બુચી, તારોબી એજ હાલ છે; હાડમારીમાં તેં જનમ લીધો છ, દુધ વના તું તળવળતી રહીછ, કપડા વના તું ઠઠરતી રહીછ, ઘરબાર વના તું રખડતી રેહીછ, આશરા આધાર વના તું રજળતી રેહીછ, અને તે બધું શાને કાજે? તારી માતના એક મુર્ખાઇ ભર્યાં પગલાંને કાજે, કરપીન પીતાની દગલબાજીને કાજે. ઓ મારી જીંદગીના ચેરાગ, તારે માટે હું એટલીજ દુવા ગુજારૂંછ કે તું સલામત રહે, સુખી રહે અને તારે માટે જે દુઃખ સંકટ ઠરાવ્યાં હોય તે સઘા આ તારી અભાગની ફુટેલાં નસીબની માતાને સ્વાધીન થાય. મારૂં સઘળું સુખ હવે કાંઇ બાકી રહયું હોય તે તું લઇ લે–તારૂં દુખ મને આપી દે. આહા! ઉંઘ કેવા મોટા આર્શીરવાદ છે. પોઢેલી બુચી ભુખ અને ઠંડીના દુખને ભુલી કેવી આરામ લે છ! ગરીબોના બચ્ચાંઓને ખુદાએ સંતોષ બક્ષ્યો નહીં હતે તો ગરીબ માતાઓ બચ્ચાંઓના દુખનો તવલાત જોઇ કમોતે મરી જતે............આખાં સુરત શહેરમાં હવે એને હું કયાં ઘુંડવા જાઉં?

[એક તરફ બેસે છે. માણેક આવે છે.]

**માણેક**—ભાડુતી ગાડી નહીં મળતી. એનું નખોદ જાય જાણે ભાડુતી ગાડીવાળાઓનું લુંટઇજ ગીયુંછ, ઇસતેસન પર જવા ભાડુતી ગાડી મંગા-વીને તેને ચાર આના આપવા કેહયા તો ગાડીવારો તરકરો થઇને કહેવા લાગો કે પાંજરાંપોળમાંથી લંગડું બલદયું મંગાવીને તેની ઉપર બેસીને જા. મને મુંબાઇ જવુંછ ને મુંબઇથી જંગબાર જવુંછ પણ ભાડુતી ગારી વગર અટકી રહેવું પડયુંછ. અમના નોકરીની કરાકરી છે ને જેમ તેમ કરતાં જંગબારની નોકરી મેલવી તો વરી આએ ભાડુતી ગારીવારા દુખ દેવા નીકરી પડયા. હવે એમબી ને એમબી જંગબાર જવાનું માંડી વાળી ભાડુતી ગાડી ફેરવવાનોજ ધંધો કરૂં તો કેમ? (સુનમને જોઇને) એ આએ કોન છે! એને પુછું તો ખરો. (સુનઇ આગળ જઇને) બાઇ અહીં કેંહે ભા-ડુતી ગાડી મળસે?

**સુનઇ**—આએ સુરત શહેરથી હું અજાની છઉં બાઇ, તો પછી ગાડીની વાત હું કહાથી જાનું?

**માણેક**—ને હું સુરત શહેરથી તદન જાનીતો છેઉં છતાં ભાડુતી ગાડીની વાત નથી જાનતો. પણુબાઈ તારી આંખમા આંસું છે-તું રડેછ કાંય?

**સુનઈ**—ગરીબાઇ અને આંસુ એ એકકના ભાઇ બહેન થાયછ. આફત અને દુખમાં આંસુંનો સાગર સુકાતો નથી; દીલમાં દુખની આગનો શોલો એવો ભડયોછ કે આંસુના વરસાદથી તે બુજવાતો નથી.

**માણેક**—ગરીબાઇની મોજ ઓર છે. તુને કાંઇ પૈસા જોઇયેછ? લે હું આપું?

**સુનઇ**—નહીં—નહીં—ડા૦ મીનોચેહર મોદીના ઘરની મને નીશાની આપો તો ઘણી મહેરબાની થાય.

**માણેક**—હું ભાડુતી ગાડી સોધવા તેજ રસ્તે જાઉંછ. આવ, તુંને હું બરાબર રસ્તો દેખાડું. આસતે—આસતે, લે મારા હાથનો ટેકો લે. હળવેથી ઉઠ. જરા ત્યાં આટલા પર બેસ, આરાામ લે, પછી જાશું.

[ માણેક સુનઇને હાથનો ટેકો આપી મદદ કરે છે અને બને જાય છે—બીજી તરફથી દોલુ આવે છ. ]

લુટ ફાંસ ચોરીથી સદા હસી,
સૌ બીલ્લુઓને જોઉં કસી.
મુજથી નહી બચાય—નહી કદી છુપાય,
વીસમી સદીનો હું છું કાલ—હાલ.
કજ્યાનો હું પુરો દલ્લાલ,
આયો સપાટે કે કર હલાલ.
ફન ફરેબી જાલથી કરી નીકાલ.
હલાલ થાય લાલ—એવી ચાલ ઢાલ.

**કોરસ**
એવડો લઇને થઇએ ટાઇટ,
થઇયે ટાઇટ—થઇયે ટાઇટ.
ધેન ચહડી કે કર્યે ફાઇટ,
કર્યે ફાઇટ કર્યે ફાઇટ.
ધીમે ધીમે ચડતી જાય ધેન,
નાખ થાય લાલ ને ફરતાં જાય નેન.
ને કોઇ નેક બખ્ત હાથે જાય ચહડી,
તો લડી દે તડી ક્યાં—હ્યાં.
વીસ્કી લેઇને થઇયે ટાઇટ,
બ્લેક એન્ડ વાઇટ બ્લેક એન્ડ વાઇટ.
ચોખ્ખો કાયદો માઇટ ઇઝ રાઇટ.
ઓલ ધી નાઇટ—ઓલ ધી નાઇટ.

ઇસટીમ પેટમાં આવે લગાર
તરવા પાવ પર રાખું શુમાર.
જોઇ લો કોઇનો બેડો પાર
પાપીયાંની ખુબીનો સાર
જેમ જેમ જમાનો સુધરતો જાય
તેમ તેમ બંદો નેકી કરતો જાય
તેવો હું છું નંગ--હરદય એવા ઢંગ
ચહડીયા સપાટે તો બસ ઠાર માર
લોહી લોહી લોહી તાજું લોહી રેડાય
જોઇ જોઇ જોઇ દીલને શાંતી થાય
એવું બને કેમ--શેવક ચુકે નેમ
જ્યાં કોઈ તાજો હોય શીકાર—માર

**દોલુ**—હા, બે દોઢયાં લેઇને મરઘી કાપી આપું. બે દોઢયાંની કમાણીને વેર ધંધો નથી કરતો પણ મરઘીને કાપતાં લોહી રેડાયછ તે જોવાની મને મજાહ પડેછ ને તેથી ધંધો ચલાવુંછ. પારસીઓ જો કસાઇનો ધંધો ચાલુ કરે તો સેવક પહેલું નામ નોંધાવે. ( માણેક અને સુનઇ પાછા આવે છે ) ઓહો માણેકજી સાંગનપોર્યાં, તમે કયાંથી ભુલા પડયા ?

**માણેક**—હું ભુલો પડયો નથી પણ આએ ભુલી પડેલી બાઇને રસ્તે દેખારૂછ.

[ દોલુ અને સુનઇ એક બીજાને જોયછ અને બને ચોંકેછ. ]

**દોલુ**—એ બાઇ ! આ મારા બાપરે માર્યા ઠાર ! નાસ બચ્ચા નાસ !

(નાસી જાય છે.)

**સુનઇ**—નાઠો ! નાઠો ! પરો મલવાનો લાગ હતો તેટલાં દોડી ગયો.

**માણેક**—બાઇ શું છે ! એ ગોટાળો શું ! પેલો દોલુ તમુને જોઇને નાસી ગયો ને તમે અહીં ઊભાં રહીને બરબર બરબર કરોછ એ શું !

**સુનઇ**—શેઠ-તમારૂં નાંમ શું !

**માણેક**—માનેકજી સીગનપોરયા.

**સુનઇ**—ને હમના આએ પારસી આવી ગીયો તેનું નામ શું !

**માણેક**—હોલુ કસઇ.

**સુનઇ**—કસઇ?

**માણેક**—હા. અમારા આએ સુરત શહેરમાં પારસી બઇરાંઓ એવુ ધારેછ કે અસતમ લોબાનમાં પારસીને હાથે કાપેલી મરઘી બનાવી હોય તો ઘણું સવાબ લાગે. તેથી સવાબ કરવા સારૂ લોકો એની પાસે મરઘા કપાવેછ, ને દોજખમાં જવાનો રસ્તો ખુલ્લો કરવા એ પોતાને હાથે મરઘી કાપી આપેછ.

**સુનઇ**—તહારે બીજો ધંધો ચાકરી એ કરતોજ નથી! મરઘી કાપવ પરજ ગુંજારો ચલાવે છ?

**માણેક**—અરે એના તો બહોતેર ધંધા છે, બઇરાઓને દોસ ચીઠી બનાવી આપે છ. માટીને હાથમાં લેવો હોય તો એ એવુ એક પડીકું બનાવી આપે કે તે પોતાંજ બઇરીના હાથમાં માટી ચપ કરતો આવી જાય, ને નહીંતો બઇરી પોતેજ સબર દબર સદાની હાથથી જતીજ રહે. અમારા ગામના લખપતી સરદાર રતનશાહના વારસ ભત્રીજા ધનજીશાહની એ નોકરીબી કરેછ ને કોઇ મરી જાય ત્યારે ખાંધ મારવાબા નીકરેછ.

**સુનઇ**—(મનમાં) તાહરે એને મારા માટી નવરોજીની નોકરી છોડી દીધી હાસે. (મોટે) ચાલો બા, મને રસ્તો દેખાડો. માફ કરજો, મરી જાઉં તમુને તકલીફ પડેછ.

**માણેક**—અરે કંઇ નહી રેજી. ગરીબાઈમાં હું બી ઉઘરેલો છેઉં તેથી ગરીબોને મદદ કરવાથી કેવું સુખ થાયછ તે હું બરાબર સમજુંછ.

[જાય છે.]



## દેખાવ બીજો

### સરદાર રતનશાહના બંગલાનું દીવાનખાનું

[સરદાર રતનશાહ બેઠયા છે—ગાય છે,]

**સુખી સંસાર, દુન્યામા યાર, તન્દરોસ્તીની જીંદગી,**
**તન્દરોસ્તી, રાખે કાયમ; કર ખુદાની, એ બંદગી.**
**જયાં તારાં દીલ, ને કદી જો, સુખો શાંતી, ન હશે,**

માલ મીલકત, અએશો ઇશરત, કોડીને દામે થશે.
પૈસા ફાની, ખોટામાની, તન્દરોસ્તી, ન્યામતો,
ફરજે મોજો, મસ્ત રહીને, પૈસે લોભી, ના થતો.
નાતવાની, જીવની હાની નહી ઇલાજો, પૈસેથી,
પૈસાવેરો, ખોભે ખોભે, સુખ શાંતી, નહીં તેથી.
પૈસેથી છે, જીન્દગીઆ, એવા ખ્યાલોથી ડરો,
દીલના ઉભરા, પૈસા માટે, ખોટા દીલથી, ન કરો.
પૈસો નહીં મનને ખરીદે, સુખોન્દ તે દે ગાડી,
મના કરજે, મીનો હરદમ, ખોટાને રાહ દેખાડી.

**રતનશાહ**—મનની શાંતી, સંસારનું સુખ, અને તનદરોસ્તી હોય તોજ દોલત પ્યારી લાગે. ફકત પૈસા અને દોલતમાંજ સઘળું સુખ સમાયલુ જેઓ સમજતા હોય તેઓ મને આવીને જોય ના પોતાના મુખ વીચાર એક તડાકામાં ફેરવી શકે.

[ધનજીશાહ આવે છે.]

**ધનજી**—કાકાજી-કાકાજી; ડાકટર મીનોચેહરજી મોહી આયાછ. તમુને બોલાવેછ.

**રતન**—જાઉંછ. આજે વરી ડાકટર કોન જાને સું કહેછ જાઉ તો ખરો જાનું તો ખરો. ઓ ખુદા મારા સંસાર પર તારો છાંયો મુક. ગજબનો ફટકો જણુન પડયોછ હવે ઘાહ રૂઝ લાવવાને આરામનો મલમ લગાડ.

( જાય છે )

**ધનજી**—કાકાજી બીચારા દહાડે દહાડે ચકાસતા જાયછ. ઉમર વધી તેમ ભેજું બી પોચું થતું જાયછ. જેમ એવણુની અકલ ઘટેછ તેમ આવરદાબી વટતા હોયની તો અકલને નામે રડવા બેસું નહીં. એવનના માથામાં પરવરદેગારે ભુલમાં ભેજાને બદલે મો-આ-ઓ હું જેનું ઈંડું મુકી દીધેલું લાગે છ. સાના એવન કુટુંબ કબીલા અને સંસારને નામે રડવા બેસતા હોસે ? કુંટુબ કબીલો સંસાર સઉ શાને વાસતે છે ! ફકત ઘડી ભરની મોજ મજાહને વાસ્તે. બસ પૈસા હોય તો દુ:ખ જેવી ચીજ હોયજ નહીં. કાકા તો પૈસા તીજોરીમાં દાબી મુકેછ પણ પૈસા ખરચતાં એવનને આવરતુંજ નથી. મને કહે તો એવા એક સો ને એક રસ્તા દેખાડું કે ગેલ

ગમત મલે ને દરરોજ હજાર બે હજાર ચટની થઇ જાય. આપુને બેહેસ્ત-ની ખુસાલી નથી કે દોજખની દલગીરી નથી. આપરૂં બહેસ્ત તો અહીંજ છે-તાંહ નહીં મલવાનું હોય તો ઓછી પીરા—આપુંને જોઇતું બી નથી. ખાવું પીવુ ગામે ગામ ફરવું, કંઠે આશક બનવું કંઠે માશુક બનાવવી, કંઠે સાધુ થવું કંઠે સેતાન થવું, એ તે મોજ મજાહ. (ગાય છે—જુઓ વધારો)

[—ડા. મીનોચેહેર અને રતનશાહ આવે છે.]

ધનજી—લેવો-લાલ બુઝર્ગની જોડી આવી. એ બેઉ એવા એકકી અકલની વાત કરેછ કે બેઉને મપારા લેઇ ભેજું ઠેકાને લાવવાનું મને મન થયા કરેછ.

[ધનજી છુપાઇને ઉભો રહે છે.]

રતનશાહ—તહારે હવે તમે શું મત બાંધોછ ડાકટર!

ડાકટર—તમારી ધણીઆણીનાં તબીયતમાં હજી કશો સુધારો થયો નથી. તેમજ શુકર કરવા જોગ છે કે તબીયતમાં કશો વધુ બગાડો બી થએલો જણાતો નથી. આટલા વખતના અનુભવ ઉપરથી હું તો એ મત ઉપર આવોછ કે એવનને જેટલું તનનું દુખ છે તેના કરતાં મનનું કાંઇક વધારે છે, ને તે દુખનાં અસરથી એવણુની તબીયત ટુટી જાયછ.

રતનશાહ—એમ છે ડાકટર!

ડાકટર—મારી ઉપર વીસ્વાસ મુકો સરદાર રતનશાહ, હું તમારો દીલસોજ છેઉં. ધંધામાં હું તમારો ડાકટર છેઉ તેમ સંસારમાં હું તમારો દોસ્ત છેઉં. મને તમારો દોસ્ત ગણી લેવો ને મને કેહો. એવનના મન ઉપર કાંઈ બોજો છે! કાંઇ એવો બનાવ બન્યોછ કે જેની ચીંતાથી અથવા ગમથી એવન દુખી થાયછ!

રતનશાહ—બેસો—ડાકટર બેસો મારા કુટુંબની એક વાત હું તમોને કેહું તે સાંભળો.

ધનજી—(મનમાં) ચાલો—ઘરડાજીએ પાછું પાઠરનું માંડયું.

ડાકટર—બેલાશક કેહો, જો હું તે જાનસ તો કાંઇ ઉપાય કરી સ-કસ; જો લાભ નકી થશે તો નુકશાન તો નહીંજ થશે કદાચ તમારાં ધ-ણીઆણીના મનને શાંત કરવાનો કાંઇ ઉપાય લઇ શકાશે.

**રતનશાહ**—આજે એ વરસની વાત ઉપર મારાં ઘેરમાં એક ગમખાર બનાવ બનયો. મારો છ વરસનો બુચો હતો જેને નોકરો ફરવા લેઇ ગીયાતા. સાથે એક લાલ્યો હતો. ને એક આયા હતી. તે વખતે અમે માથેરાન હવા ખાવા ગયલાં. નોકરો ખાલી હાથે પાછા આયાને જનાવ્યું કે બુચો ગુમ થઇ ગીયો.

**ડાકટર**—ખાહીમાં કેઠે પડી તો નહીં ગીયો હોય. ?

**રતનશાહ**—કોન જાને. બેઉ નોકરો બીજા નોકરો સાથે વાતે બેઠેલા ને બુચો એમ તેમ ફરતાં એકાએક ગુમ થઇ ગીયો. ઘની સોધ કીધી પણ પટો લાગ્યો નહીં. ખાહીમાં તપાસ કીધી, આખા માથેરાનમાં ખોળ ચલાવી આસપાસના ગામોમાંબી તહેકીક કીધી, પટો મેળવી આપવાને ઇનામો બી આપવાનું જાહેર કીધું પણ કાંઇ વળયું નહીં.

**ડાકટર**—હં ? તહારે તે ગમનો ફટકો બાઇને લાગેછ.

**રતનશાહ**—એમજ છે ડાકટર એમજ છે. મારો એક પુરો દીકરો; મારા ખેતાબ અને દોલતનો વારસ ગીયો તહારથી અમારી બેઉની જીંદગી કડવી જેર જેવી થઇ પડીછ. મારી ધનીઆની દહાડે દહાડે નખાતી જાયછ, મોત તરફ ખેંચાતી જાયછ.

**ધનજી**—( મનમાં ) ને તેથીજ મારે વાસ્તે રસ્તો ખોલ્લો થતો જાયછ.

**ડાકતર**—તાહરે હવે તમારો વારસ કોન ?

**રતનશાહ**—મારા મરનાર ભાઇનો દીકરો ધનજી.

**ડાકતર**—ધનજીભાઇ; આએ તમારાં ઘેરમાં રહયો છે તે !

**રતનશાહ**—હા તેજ.

**ડાકતર**—તે તમારો વારસ થશે ?

**ધનજી**—(મનમાં) તેથી એના પેટમાં કેમ દુખી આયું ?

**રતનશાહ**—એ મારો વારસ થશે. ઘણો ડાહયો દીકરો છે ને સાથે ભલો છે. એ મારી કદરખી ઘણી ખાયછ ને મારો પરયો બોલ ઉંચકી લેછ.

**ધનજી**—(મનમાં) બુઢો પરીકસાખી સારી કરેછ હો. હું કદર તો એવા ખાઉંછ કે કબર ખણુવાનેજ કુદી રેહયોછ. કદર તો નથી ખાતો પણ કબટ ખાઇ જવાનો વીચાર છે.

**ડાકતર**—હવે તમારો દીકરો તમોને પાછો મલે તો તમો ઓલે ઓખી કેમ ?

**રતનશાહ**—બેશક ઓળખું—દીકરાને બાપ નહીં ઓલખે ! જોવો મારા ડાબા હાથના પોંહચા પર આબે લાછન છે. હુબહુ એવું લાછન મારા દીકરાના હાથપરબી ઉતું.

**ડાકતર**—તમારા દીકરાના ગુમ થવાથી તમારા ભત્રીજાને લાભ થયો.

**રતનશાહ**—એમના બોલતા ડાકટર એમના બોલતા. મારો ધનજી તો મારા દીકરા પર જીવજાન આપતો તો ને જયારે મારો દીકરો ગુમ થયો તહારે ધનજી તો મધરાસ ગેયલો ઉતો.

**ધનજી**—(મનમાં) ડાકટરબી આપરૂં આડરૂં ભરવાનોજ વીચાર રાખેછ હો.

**ડાકટર**—તમે મધરાસનું નામ દીધું ત્યારે મને એક વાત યાદ આવી.

**રતનશાહ**—તે શું !

**ડાકટર**—સરદાર સાહેબ, તમુને એ વાત કહેવામાં હું નુકશાન જોતો નથી. બીચારી એક નાવારસ છોકરી મારા ઘરમાં આસરો લેવા આવીછ મારા એક જુના પુરાના મધરાસવાળા દોસ્તની દીકરી થાયછ. તેની સાથે કોઇ મુંબઇના જવાન્યાએ મધરાસમાં માબાપની હરૂસે લગન કીધેલાં.

**રતનશાહ**—મા બાપની હરૂસે ! તોબાહ-તોબાહ ! એવો અપરાધ તે છોકરીએ કીધો તાહરે તો તેને કુદરતની સખત સજા થશે.

**ડાકટર**—થઇ ચુકી-કુદરતી સજા થઈ ચુકીછ. લગન કીધાં તે પછી એ ત્રણ મહીના જતાં તે જવાન્યો ગુમ થઇ ગયો અને વધુ આફત એ પડી કે તે છોકરીનાં માબાપ મરણ પામ્યાં. તે છોકરીએ એક બેટીનો જનમ આપ્યો અને તે બુચીને લઇ પોતાના માટીને શોધતી તે અહીં સુરત સુધી આવી પુગીછ.

**રતનશાહ**—પણ તે જવાન્યો કોન ? એવો પાપી હરામી કોન છે ! તમે તપાસ કીધી ?

**ડાકટર**—હજુ તો આજે તે છોકરી મારે ઘરે આવી. બરાબર વાતચીત થઇ નથી. થાકેલી છે, દુ:ખીછે, વાસ્તે આજે તો નહીં પણ કાલે ધીરજથી પુછી લેવસ ને પછી તપાસ ચલાવસ.

**રતનશાહ**—જરૂર તપાસ ચલાવજો ને મારી કાંઇ મદદ જોઇતી હોય તો હુંબી હાજર છેઉં એમ યાદ રાખજો.

ડાકટર--ઠીક્યુ ! હવે હું રજા લેઉંછ, મારો એક કમ્પાઉંડર સીક પડીને ઘેર ગીયોછ ને બીજા એક એ ફરંગી બદલીને વરે આવવાના છે. તેથી દવા હું મારે હાથેજ બનાવીને મોકલસ. ખુદા ચાહસે તો ફેર પડશે.

ધનજી—(મનમાં) એવી અવર વાની સાની કહાડી મરેછ ?

[ડા૦ જાયછે અને ધનજી બહાર આવે છે.]

રતનશાહ—દીકરા ધન સવારના કયાં ગીયો તો ?

ધનજી—(મનમાં) તમારા એટલા ઉઠયાણાની તૈયારી કરવા (મોટે) અગ્યારીમાં ગીયોતો. જહારથી કાકીજી સીક પરીયાંછ તાહરથી અગ્યારીમાં જઇને તનદરોસ્તી ભનુંછ. એજ આરે આવશે.

રતનશાહ—ઘણું સારૂં. એમ ધરમપર યકીન રાખે એ મને ઘણુ ગમે. તું બેસ, હું જરા તારા કાકી પાસે જાઉંછ. ખુદા બીચારીને આરામ બક્ષે.

ધનજી—આમીન-આમીન-આમીન (રતનશાહ જાય છે.) ને બેઉ સાથેજ ટાંકો ઘડી કરજો, કે ઓછા ખરચમાં કામ પટી જાય. જેમ કેટલાંક માબાપ ઓછો ખરચ કરવા સારૂ દીકરાના ને દીકરીના એકજ દહાડે લગન કરી દેછ, તેમ આવાં ઘરડાં ડોબાં એકજ દહાડે મરી જવાનું કેમ પસંદ કરતાં નહી હોસે ! પણ પેલો ડાકટર શું કેહી ગીયો ? મારા તો પેટમાં ફાલ પરેછ. એના ઘરમાં જે છોકરી આવીછ તે પેલી સુનઈ (મહોડું દાબીને—આસપાસ જોઇને) એ હું શું બોલુંછ! સાવચેતીથી કામ લેવું જોઈએ; ડાકટરને ઘેર જઇ તપાસ કરવી જોઇએ. હા, એક રીતે જવસ ફરંગી બનીને નોકરી રહેવાને મસે આંટો મારી આવું.

[દોલુ આવે છે.]

દોલુ—શેઠજીને કેહુંકે નાસતો તઇયાર છે. જમવા આવોછ કે ?

ધનજી—નાસ્તોબી નથી જોઇતો ને કુદતોબી નથી જોઇતો—અહી કુટાઈ જવાનો સોદો છે.

દોલુ—કુટવાનો ! કાકી ધપી ગીયાં ! ચાલો ગમત છે. ચાહરામના દહુમા મારસું, પછી દસમાના પાપરાં ખાશું ને અઢાર દહાડા દોસલાનાં દરરોજ હુંજ મરઘીબી કાપસ ને બકરોબી હુંજ રેહંસસ. વાહવા તડાકે છે ! શેઠજી દરરોજ સવારના લોબાન મુકવા ગરમ ગરમ કકરાં કરકર્યાં બનાવવા કહેજો.

ધનજી—કરકર્યાં ખાવા અગાઊ કરકટી પર ચહડવું પડશે. નખોદ ગોવા હું કહુંછ સું ને તું સમજી સુંમરેછ? પેલી આવીછ.

દોલુ—પેમી! પેમા બાંચીની વીધવા પેમી! તેની સાથે દાંના પારોછ કે!—

ધનજી—અરે બુબખ પેલી (કનમાં હરસે) મધરાસ વાળી સુનઈ.

દોલુ—હા, આવીછ, મેં જોઇ.

ધનજી—તેં જોઇ? કહાં?

દોલુ—ડા૰ માનોચેહરને ઘરે જતીતી. પેલો માનેક સીગનપોરચો તેને રસ્તો દેખાડતોતો.

ધનજી—તેને તુંનેબી જોયો કે.?

દોલુ—હા, હું ઘભરાયો ને તે ભડકી—હું નાહો ને તે ઉભી. એ તો આપરા વાવટા ઉડારી નાંખસે.

ધનજી—એમ ધીલો ઘચ કેમ પડી ગયો? હીમત રાખ; હવેજ ખરેખરી બહાદુરીનું કામ છે.

દોલુ—પણ ધનજી શેઠ તમે સુનઇ સાથે મધરાસમાં લગન કરેલાં તાહરે નામ તો નવલસા નવલખી રાખેલું. તો પછી સુનઇ તમોને ઓરખસે કેમ.?

ધનજી—નામથી નહીં ઓળખસે તો મહોડુ જોઇને તો ઓળખસે? નામ બદલાયું પણ સુરત તો નથી બદલાઈ?

દોલુ—શેઠજી તમારી સુરત નથી બદલાઇ તેમ વળી તમારાં લખનબી નથી બદલાયાં. સુરત સેહર બળી ગીયું તેની સાથે તમારી સુરતબી બળી જતે તો તમારી કોલસાઈ કાળી ઠણુક સુરત જોઇને સુનઇ પારખતેજ નહીં. કેહો તો મેચીસ લગાડીને થોડી ઘણી ચચરાવી મુકું કે જનમ સુધીની પીડા પટીજ જાય.

ધનજી—તું કંઇ આએ મશકેરી ને રમુજની વાત સમજેછ?

દોલુ—કોન કાફર મશકેરી કરેછ? તપાસ લેવી હોય તો આવી જાઓ; જોવો કવું તમારૂં મોહોડું બાળી જાળીને કોલસો બનાવી ...છ તે. જો મહોડું બાળવાથી બીહતા હોય તો બીજોબી ઉપાય છે. કેહોતો તો નાંખબી કાપી તાખું કે પુરેપુરો ચહેરો ફેરવઇ જાય.

ધનજી—ચાલ હવે બકબક ના કર. તું હુશીયારીમાં રહેજે. આહીંનો મામલો સંભાળ્યા કરજે. હું જાઉછ તેટલાં જો તે અહીં આવે તો મોટા શેઠ આગળ તેને જવા દેતોજ ના.

દોલુ—ઠીક—મને સીખવવું નહી પડશે. તમારીજ નીસાલમાં સીખ્યોછ કની ?

( ધનજી જાય છે )

દોલુ—કહેવત છે કે બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા—તેમ વળી શેઠ તેવા વાણોતર. અમારી બેની જોડી એવી મળીછ કે જાણે એક ચાઉ માસ્તર ને બીજો લુટારો. એક ગજવું ખાલી કરે ને બીજો ગળુ રહેંસી નાંખે.

દુન્યાંમા છે, એક કેહવત એ, વડ તેવા ટેટા થાએ.
મવાલી હોએ, ડફાલી હોએ, બાપ તેવા બેટા થાએ.
તેમાના નંગ, બન્નેનો સંગ, લોકોમા બહુ વખનાએ.
" ઓ સુખલાજી " " કેમ જામાસજી " એક એકના ગીતો ગાએ.
એ સઘલું યારો છે તો નેક,
પણ ખાલી છે આ બેંક,
યાર ધડક, છે તું કડક, જેલથી ભડક, આએ સીધ્ધી સડક
લઇ જાએ ખડક, તેથી તડક, જલદી ફડક,
દુન્યામાં યારો ખન ખન, બસ ખન ખન, ખન ખન, ખન ખન-
ખન ખન ખીસામાં હરદમ હોએ તો છકકાં યારો
કાનોને જોઇએ ઠન ઠન બસ ઠન ઠન ઠન ઠન ઠન ઠન.
ઠન ઠન કાનોને હોએ તો યારો મોઝ્યાં મારો.

( રતનશાહ આવે છે )

રતન—દોરાબ, ધનજી સેઠ કહાં ગીયાછ વારૂં ?

દોલુ—આંધળાં લુલાની ઈસપીતાલમાં ગીયાછ સાહેબ.

રતન—કેમ ? તાંહ જવાનું સું કામ પડયું વારૂં ?

દોલુ—( મનમાં ) આખરે તાંહ જવા વના સેઠનો કાંઇ છુટકો છે ( પોટે ) તહાંના ગરીબ દુખી દરદી માનસોને પાંઉ માખન વહેંચવા ગીયાછ સાહેબ; એવનનો તે એવોજ વીચાર કે હાથે જાતેજ સખાવત કરવી ( મનમાં ) આખરે હાથના કીધેલાંજ હઇયે વાગશે.

**રતનશાહ**—કેવો નેક છોકરો છે!

**દોલુ**—ઘણો નેક છે સાહેબ. તે દહાડે સાહેબ કાગડાએ ચલ્લીનું બચ્ચું પકડયું તે જોઇને ધનજી સેઠ બોબે આસુએ રડયા ને તે જોઈને મારો બી જીવ બરી ગીયો. (મનમાં) ચલ્લીનું બચ્ચું હાથમાં આવતે તો અપસરામાં જઇને દોઢયે વેચી આવતે.

**રતનશાહ**—એ દયાળુ છે ને ભલો છે તો ખુદા એનો જરૂર બદલો આપસે.

**દોલુ**—(મનમાં) ખુદા જો બદલોજ આપસે તો અવત્યાં મારી-ને મરસે.

**રતનશાહ**—ધનજી શેઠ આવે તો કહેજે કે મોટાં બાઇને હવા ખાવા લઈ જવા ડાકટરે કહયું છે તે મહાબલેસર જવાનો વીચાર છે તેથી બધી તઇયારી કરી મુકે. મારા હાથ પગ હવે નથી ચાલતા.

**દોલુ**—(મનમાં) તાહરે હવે તદનજ હસી જનઓની બાપુ કે અમો લાલ વાવટો ઉડારયે.

**રતનશાહ**—એને ગોઠવણુ ગાઠવણુ કરવાની બરાબર સમજ છે.

**દોલુ**—પુરે પુરી સમજ છે. (મનમાં) પાત્યાં ગોઠવવામાં તો એની જીંદગી ગેઇ.

**રતનશાહ**—બે દહાડાંમાં ઉપડી જવાનું છે હં! બરાબર સમજાવી ને કહેજે.

(જાય છે)

**દોલુ**—ઉપડી જવાની ગોઠવન ધનજી સેઠ કરસે ને તમે કહેસો તો તમુને ઉપાડી નાંખવાની બી સેઠ ગોઠવણ કરસે. મારા સેઠને પુછવું પડે? ચીલ જપટ મેરા દાવ-ઇદરસે ઉદરશે સબ કુચ લાવ—એ મારા સેઠનો કાયદો.

[ માણેક આવે છે ]

**માણેકશાહ**—કેંઠ ભાડુતી ગાડી નથી મળતી.

**દોલુ**—આવો—આવો માણેકજી બા; તમે તો જંગબાર જવાના ઉતા ને હજુ અહીંયાના અહીંયા સું ધકેલા ખાયા કરોછો! તમારૂં કઇ સમજ પડે!

**માણેક**—અરે પણ ભાડુતી ગાડી નથી મલતી તે કેમ જાઉં!

**દોલુ**—તે સુરતથી ભાડુતી ગાડીમાં બેસીને જંગબાર સુધી જવાના છેઓ કે!

**માણેક**—અરે નહીં રે ! સર સામન ઇસતેસનપર લઇ જવા સારૂં બાકુની ગાડી જોઇયેકની ? તારા સેઠની ગાડી વાપડવા સારૂ માંગવા હું આયોછ.

**દોલુ**—જંગબારમાં નોકરી સુ !

**માણેકશાહ**—મુએલી માછલીના પુછરાં વેચવાનો ધંધો પગાર રૂપ્યા પંદરનો ને ખાવા પીવાનું ને કપડા શેઠને માથે.

**દોલુ**—તાહરે ખાસડાં કોનને માથે !

**માણેકશાહ**—તે તો આપરેજ માથે તો. જોની આએ પાંચ રૂપ્યે બુટની જોડી લીધી તે.

**દોલુ**—તહારે એ એકકું બુટ તમારે માથે કેમ પડયું ?

**માણેકશાહ**—હરી હરી રૂપ્યે. પન દોલા, તું પેલી બાઇને જોઇને બીહીધો કેમ ! તે ભુત દાકન તો નહીં ઉતી !

**દોલુ**—મને તો બઇરાંઓને જોઇને બીહીક લાગેછ. દાકન હોય તો કલેજું એકદમજ ખાઇ જાય પણ બઇરાં તો કલેજું એવું હળવે હળવે કોટરે કે નહી જીવવા દે કે નહીં મારવા દે.

**માણેકશાહ**—બે વરસની વાટ ઉપર મખઇદુહારમનો વેપાર કરવા હું મધરાસ ગયેલો તહારે મેં એ બાઇને તાંહ જોયલી ને તાંહા તું ને તારો સેઠબી આવેલા. યાદ છેની ? તારા સેઠની સાથે એ બાઇને મેં ફરતાં જોયલી એવી કઇ મને સુરતા છે.

**દોલુ**—( મનમાં ) તારી સુરતા બલે ને તારી સુરત પરબી આગ લાગે એ વરી કહાં વચમાં દોહવઇ મરેછ ! ( મોટે ) છત તમે તાહેલું કરવા ઉભાછ ને જંગબાર જવાનું રહી જસેની. હું સેઠને ગાડીને વરે પુછી આવું. તમે ઉભા રહો.

**માણેક**—હા જાતો દોડ-ડાહયો દીકરો છે.

[દોલુ જાય છે.]

**માણેક**—છે તો સારૂં માનસ જો, પણ રીતભાત ઘણી ખરાબ છે. બીચારો આપરૂં તો બધું કામ કરી આપે. ચાર દોઢયાં આપ્યે તો બે ચ્યાર ધબાબો ખાઇ લે તેવો ભલો છે. [દોલુ આવે છે.]

**દોલુ**—આવો શેઠે રજા આપીછ, હું ગાડી જોડાવી, તેમાં તમુને બેસાડો, સરસામાન ગોઠવાવી છેક ઠેઠ પુગાડી આવું.

**માણેક**—ઠેંકયું-મચ ઓબલાઇજડ. [બેને જાય છે.]

## દેખાવ ત્રીજો



### ડા૦ મોદીનું ઘર.

[ડાકટરના ઘરનો ઓરડો--ધનજી ફરંગીના કપડાંમાં આવે છે.]

**ધનજી**—મને કોઇ હવે ઓળખેશે કે ? ગોવાનો ગવરનર હોવું તેવો નથી લાગતો વારૂં ? મારી નાત જાતથી કોઇ પારખી શકવાનું નથી. હવેજ પહેલો દાવ રચવાનો છે. ચાકીરી લખીને તયાર લઇ આવોછ. એવાં કારાં ધોળાં કરતાં આપરો જનમારો ગેયેલો તે હવે ઝપોઝપ સફાઇની યુકતી ચલાવી દેવાની ચમરી હાથે આવી રેહીછ.

[ સુનઇ સીવતી બેઠી છે. ]

**ધનજી**—( મનમાં ) એજ તે—સુનઇજ. સોધતી સોધતો છેક હઇવેર આવી ! સારૂં થયું કે વખતસર ચપ કરતું જણાઇ ગીયું નહીંતો આબરૂ ઇજતના દાર્યાચના કરી નાંખતે.

**સુનઇ**—( ધનજીને જોઇને ) સીનોર, કીસકો પુછતા હય !

**ધનજી**—હમ નોકરી રેહેનુકો આયા હય.

**સુનઇ**—તે જાવ, સેઠકો મીલો. કંપાઉડરકા કામ તુમકો ખબર હય !

**ધનજી**—કંપાઉડરીબી ખબર હય ઓર પકાના બી ખબર હય. કરી ચાવલ અઇસા પકાતા કે સોબ લોક ખુશી હો જાતા.

**સુનઇ**—તહારે તું કંપાઉડર છે કે કુક છે ?

**ધનજી**—હમ તો સબહય. કમપાઉડર કુક બેંડ માસ્તર, રોટી બેચનાર ઓર દરજી.

**સુનઇ**—તે તારૂં નામ સું ?

**ધનજી**—સીનોર પાસતાઉં ડી પેડરો બેસતાઉં ડી પાસ કોલ મેરીયાન ગોનસાલવીસ.

**સુનઇ**—ઓ માયરે ! આવરૂ મોટું નામ ?

**ધનજી**—અમ બોટ કામ કરનેવાલા તે નામબી બોત લંબા.

**સુનઇ**—તે મેહમગરી ફરંગીઓ આવું મોટું નામ રાખે છ ?

ધનજી—મેહમગરી મત બોલોરે હમકો મહમગરી મત બોલો-હમનો ગોઆસે આયા હય. હમ ખ્રીસ્તાઉં હય.

સુનઇ—તાહરે હવે જન સેઠને જઇને મલ તારી આવી વાત ચીતથી સેઠ એવા ખુસી થઈ જસે કે તુને કંપાઉંડર નહીં પણ ડાકટરજ બનાવીને પોતાનો ભાગ્યો કરશે.

ધનજી—અચ્છા-અમ જાતા હય. પણ સોનાબાઇ ઇદર કીસકા નામ હય ?

સુનઈ—સુનાબઈ ? તે તો મારૂં નામ.

ધનજી--નવલસા નવલખાં કો તુમ પીછાનતા હય ?

સુનઈ—હા-હા-હા તે કહાં છે ? તે કહાં છે ?

ધનજી—કીદર હય ? અમ કુચ ઉસકો કીસામેં રખતા હય ? એ સેઠને આ ચીઠી સોનાબાઇ કો દીયા હયે-તુંમ સોનાબાઈ હો તો લેવો.

સુનઈ—હા લાવલાવ—હું જ સુનાબઇ છેઉં.

[ધનજી ચીઠી આપે છે—સુના તે વાંચે છે—ધનજી સટકી જાય છે]

સુનઈ—( વાંચે છે )

પ્યારી સુના—આજે સાંજે સાત વાગે તાપી નદીના કીનારાપર મંદીરથી થોડેક દુર, જહાં મોટું ઝાડ પડેલું છે તાંહ મને મલજે. સઉ ખુલાસો થશે ને કાંઈ સારૂંજ પરીનામ આવસે એમ આશા રાખજે. લા૦ તારો નવલ. (વાચીને) જવસ—જરૂર જવસ મારી બુચીનેબી લેતી જવસ. એનો ખુલાસો શું છે તે જરા સાંભળું તો ખરી. એને મને અહી જોઇ હોસે ને તેથીજ સમાધાની કરવા માગતો હોસે. હવે એ મારા પંજામાંથી છુટવાનો નથી, એ કઇ સમજતો હોસે પન બાંધેલો પલ્લો છુતવાનો નથી. ( ગાતી જાયછે-

બગડેલા ખ્યાલ્યો એના હું સુધારૂં
ખ્યાલો સુધારૂં, ખ્યાલો સુધારૂં
હાથ ધરીને ત્યાગ કરી છે, એક સતવંતી નારને.
નહિ હું છોડું એને, સદામા દીધા જેને.
નહિ હું છોડું હાથ ધરીને પાલે પડી નહિ છોડું હું.
હકદાર ભરથાર કાલે ખુદાને તે જોડાયો.



## દેખાવ ૪ થો.



### એક રસ્તો.

[ખતલો આવે છે.]

**ખતલો**—(ગજવામાંથી દોકડાં કહાડી ગણે છે) એક, બે, તન ચાર. બારે શું આઓ આએ બુરો જમાનો—કાકાકુકીના વખતમાં ગજવામાં એક આનો. જહાં એક આલન મોચડામાંથી કાંઈ સેહેજ જેન ચહડે તાંહ ચાર દોકડીયામાં તો હોઠબી નહીં ભીનાય. ચાર દોકડામાં અફીનબી આટલું મઇ સરખું આવે. ચાર દોકડાની ભાંગથી પેટ નથી ભરાવાનું કે ગાંજાથી બી ધરવ નથી આવવાનો. એક નાહલાં છોકરાની કસબી ટોપી ચાઉં કીધીછ પણ વેચવા જતાં જીવ ધરકેછ. મારવાડીઓ જાની રહેલા તે દુકાનપર પગ મુકવા દેતા નથી ને સીપાઈ દાદાઓ ઓળખી રહેલા તે ફરવા દેતા નથી. ઓહો-દોલ્યો આવેછ—મનેબી એનુંજ કામ છે.

[છુપાઇને ઉભો રહેછે, દોલુ આવે છે.]

**દોલુ**—મોકલી દીધો. ઠેઠ ઇસટેશન સુધી પુગાડી આયો ને મુંબઇ જતી ત્રેનમાંબી બેસાડી આયો. એ માનેક નખોદ ગીયો કહાં હોળીનું નારીયલ નીકળી પડયો ? એ તો થોરૂં ઘનું જાનેછ ને અકલવાલો એવો છે કે બધું ફુંકી દેતે તો સુળીએ અમુને બેઉને ચહડાવીજ દેતે. હવે ધનજીશેઠ પેલી સુનઇને ઠેકાને પાડી દેસે તો પછી નચીંત ને પછી અમુને પુછનારૂં પરછ-નારૂં છે કોન ?

**ખતલો**—(બહાર નીકલીઆવીને) હું કહાં મરી ગીયો ! તુને પુછનારો ને તારો ટોતો ભચડનારો હું કહાં દટાઇ ગીયો ?.

**દોલુ**—ઓહો, બેરાદર ખટલા ખાટકી તું કહાંથી આયો ?

**ખટલો**—કસાઇખાનામાંથી. તાંહ હું તુને સોધવા ગયેલો. તાંહ તું નહીં મલ્યો તાહરે પીઠામાં ખબર કહાડી. તાંહબી નહીં જનાયો તહારે તુ-રંગમાં પુછી જોયું.

**દોલુ**—તે શું તું એમ સમજ્યો કે તુરંગના જેલરની મને નોકરી મળીછ ?

ખટલો—હું એમ સમજ્યો કે તું આખરે તારા કરતુકને લીધે ચકકી પીસવા જઈ પુગ્યો હોસે.

દોલુ—પણ તું મને સોધીતો તો કાંય ?

ખટલો—તો હવે ખાઉં શું ? તારા હાથપગ ખાઉં ! બચા દોલુ કસઈ તું ધનજીની પડોસમાં લંગર નાખીને પડયોછ ને મને બહારનો બહાર લંગડાવા દેછ. એ સારૂં નહી. જો મને ઓલ્કું પડશે તો મારી મારફતે માથેરાનથી રતનમાના દીકરાને કેમ ચોરાવ્યો ને કરાંચીમાં કેમ રખડતો મુકી દીધો તે બધું ફુંકી દેવસ.

દોલુ—હેં ! હેં ! એટલો ફાસ્ત ના જાની તો. તું ફુંકી દેસે ને ધનજી જેલમાં જસે ને તું છટકી જસે કે ?

ખટલો—હું તો ખરો એકરાર કરીને મારી મેલવસ. હું બી કાયદો સમજુંછ તો. જો સાંભળ હું તુને કાયદો સમજાવું.

દોલુ—અરે મુઓ તું સમજાવનો—મરી કહેની. તું કહેનો—કહેવા શું માંગેછ ?

ખટલો—તારા શેઠને કહેજે કે આએ મહીનાનો મને પગાર મલ્યો નથી. આ કહેરેથી નોટીસ અત્રેથી આપવામાં આવે છે કે મજકુર ધનજી ઘાસલેટ જો ૨૪ કલાકમાં મજકુર ખટલા ખાટકી ઉપર મજકુર દોલુ કસઈ મારફતે રૂ. ૨૦) અંકે વીસ મોકલી આપસે નહીં તો મજકુર ખટલો ખાટકી મજકુર ધનજી ઘાસલેટની આબરૂમાં ગાબરૂં પાડસે. લખ્યા આજે તારીખ પેપરમીટની પહેલી–સહી દસકત અમે પોતે–અત્રે મટ્ઠ તત્રે સાખ ભરી પુરી પામ્યા છીએ

દોલુ—પણ તું તો તુરંગમાં ગીયો તો તે કયારે આયો ?

ખટલો—કાલે સવારેજ—હું તુરંગમાં જતે નહીં રે, પન ભુલ થઇ ગઇ.

દોલુ—કોનની ? વકીલની કે માજીસ્રેટની ?

ખટલો—મારી પોતાનીજ. મારી ઉપર રેશમી રૂમાલ ચોરવાનું તોહમત ઉતું ને મેં રડી તતરી ને નીરદોસ દેખાવાના ઢોંગ કીધા ને આંસુ નુછવા ગજવામાંથી રૂમાલ કહાડીયો તો ભુલમાં ચોરેલોજ રૂમાલ નીકળી આયો જેથી આપુને સાત દહારા એકાંત વાસમાં જવું પડયું. હમના આવોછ ને સાત દહારાનું ટેપરંસ ચાલ્યું છ તે નાખ

બધું સુકાઇને ભખ ભખ થઇ ગીયું છ. મારો પગાર મળે તો છાંટો ચાલે ને નહીં મળે તો સેવક તમારો બેઉનો કાંટો કહાડે. પીઠાં આગલથી હમના આયો તહારે એવું મન થયું કે આખું પીઠું પી જાઉં ને તમે લોક મલો તો તમારૂ કલેજું કરડી ખાઉં.

**દોલુ**—તાહરે તુંને વીસ રૂપીઆજ જોઇયાછ કની! ધુર નાખો, બપોરના મોકલી આપશ

**ખટલો**—મહેરબાની, કદરદાની, ખાંડાપાની, દાબે હાથે જટકી દે એક બેઆના.

**દોલુ**—લે બાપુ લે; એ આનીબી લે, જે જોઇએ તે લે પન હવે સુખે મરવા દે. આપરે અસલના દોસ્ત ને એમ અપસ અપસમાં ટંટો કર્યે તે સોભે વારૂ?

**ખટલો**—નહીં સોભે, નહીં સોભે. આપરે બેઉ દોસ્ત છેઇએ, આપરે બેઉ કરનીના પુરા ભઇ—મારૂં નામ ખાટકી ને તારૂં નામ કસઇ.

(બને ગાતા જાય છે)

નગોના નંગ નસીબે નેક નીતીના પુરા.
પોલીસે નામ સદા એવા કીરતીના સુરા.
પરાએ નાણે કરીએ મોજ એવા જેન્ટલમેન.
ચડાંકા હાથે સદા એવી તે ખુદાની દેન.
કદીબી કામ પડે કોઈને જો ગ્રહસ્થોની.
તો છે તૈયાર સદા જોડી આબે મસ્તોની.
નીતીમાં પુરા હમો બન્નેને તમો જાનો.
એક છે ખાટકી બીજો પુરો કસાઈ માનો.
જો કોઇ વારસોના પઇસા અટકે ડોસાથી,
સલાહ હમારી લેતો પુરો કરીયે હાંસાથી.
ને પછી પોતે બીજો સીધી રીતે નહિ વરતો.
કરીએ ખુદાથી દુવાં " આજે કાંય નહિ મરતો "
હાથે મુકેલું કદી પગથી ગેપ કરવાના
છઇએ બાહોસ હમે નહિ પોલીસથી ડરવાના
જરૂરત પડવે ચોત્રી નાંખીએ ખોટી હુંડી બી.
અગરજો લાગ ફાવે ભચડી નાંખીએ મુડી બી.

## દેખાવ ૫ મો.

### નદી કીનારો.

[ દુરથી મંદીર દેખાય છે. મોટું ઝાડ કીનારાની લગોલગ પડયું છે. નદી ઉપરનો પુલ દુરથી જણાય છે.]

**સુનઇ**—હું ઇચ્છુંછ કે બેવકુફ બેધ્યાન ઉછાછલી છોકરીઓ જેઓ પોતાના માબાપની સારી સલાહ અને શીખામણ માનવાની આનાકાની કરતી હોય, પોતાના ખ્યાલી ખ્યાલોથી હવામાં કીલ્લા બાંધતી હોય અને પોતાની નાદાનીને ખરૂં ડાહપણ સમજતી હોય તેઓને મારા દાખલાથી ચોકાવું, મારી તવારીખ કહી સંભલાવું, આડે માર્ગે જતાં અટકાવું.

( ધનજી આવે છે. )

**સુનઇ**—નવલસાહ, તમે આયા ?

**નવલ**—તુને સું સુજેછ ?

**સુનઇ**—મને એ સુજેછ કે તમે આયા એ મોટી અજાયબીની વાત છે.

**ધનજી**—પન મેં તુંને મારા કાગલમાં કબુલાત આપીતી કે તુંને હું અહીં મલસ.

**સુનઇ**--તમે એક કબુલાત આપી એ એક અજાયબી, ને તમે કબુલાત પાલી એ બીજી અજાયબી, હું ખાત્રીથી માનુંછ કે તમારી કબુલાત પાલવાની મતલબે નહી પન તમારી કોઇ મકસદ સાધવાને તમે અહીં આયાછ.

**ધનજી**—એવી તારી લાંબી વાત સાંભલવા હું અહીં આયો નથી.

**સુનઇ**—તાહરે કઇ કેહેવા આયો હોસો. તમારી વાત કેહી દેવો ને પછી મારી વાત સાંભલી લેવો. તમારી કાંઇ બાજી તો નથી ? કાંઇ કાવત્રાંને સારૂં તમે મને એકાંતમાં મલવા તો નથી માગ્યું ?

**ધનજી**—આવી તારી વાત સાંભળીને મારૂં હઇયું દુખાઇ આવેછ.

**સુનઇ**—હઇયું ! અરે નાદાન એતું શું બોલ્યો ? મારી સાંમે ઉભેલાં આએ પથરના માણસના બદનમાં હઇયાં જેવી કાંઇ ચીજ છે કે ! તારૂં

હઇયું હતે તો તારી પરનેતરને આમ તું રખડવા દેતે કે! તારાં ફુલ બચ્ચાંને આમ તવલતું મુકતે કે? એ વરસ પર જે હતું તે બદલાતે કે! એવશઇમાં જીવતો જાગતો તું ફરતે કે! ખુદાને ભુલવા જેવું પાપ ભરતે કે!

**ધનજી**—વાહ! ધનું મજાનું બોલેછ.

**સુનઇ**—કર ટકોર-ટકોર કરીલે. પન તારા દીલમાં મારા બોલ સાંભલીને કાંટા ખુચતા હસે. યાદ રાખ સઉકોઇ અખાડા કરસે પન ખુદા અખાડા કરવાનો નથી. ઇનસાફ આપવા સીવાય તે ફરવાનો નથી.

**ધનજી**—જીવ ધરાય ત્યાંહ સુધી ગાળ ને સરાપ દઇદે, પછી આપરે વાત કરશું. લે આએ હું બેઠો.

**સુનઇ**— અરે બેવકુફ મારાં જીગરનો આતશ એવાં જેશથી ઉભરાયલો છે કે તેની વરાલબી તુંને લાગે તો તું બળીને ખાખ થઇ જાય. પરનેતર દુખની વાત મહોડેથી કદી કહેતી નથી, તેમ પરનેતરની હાય કદી ખાલી જતી નથી.

**ધનજી**—ચપીજા ચપીજા. પરનેતર પરનેતર સું બકયા કરેછ! અમારા જેવા ફરેલ હરેલની તો તારા જેવી પરનેતર ગામે ગામ પડેલી હોસે. અમારા જેવા આશકાને માશુકાનો શું ટોટો છે! જ્યાં દીલ લાગું તહાં લગાડવું ને બીજે દહાડે ભુલી જવાનું. મારી પરનેતર! કોને કહેયું! કોને બનાવી! સાએતી સું!

**સુનઇ**—મારા પાક મહજબે કહયું કે હું તારી પરનેતર છું. મારા પરવરદેગારે મને તારી પરનેતર બનાવીછ. તેની સાએતી આએ ફુલ બચ્ચું છે.

**ધનજી**—(મનમાં) દમ ભરાવતાં કસ વલતું નથી. બચ્ચા ધનજી, હવે જરા ભડકાવવી જેઇયે. (મોટે) જે, હું તુંને ખરીવાત કેહુંછ. આપરાં લગન થયાં તે તદન ખોટાં ઉતાં, ફકત ઢોંગ ઉતા. હવે તું બરાડા મારસે કે તું મારી પરનેતર છે તો ઉલતી જુઠી ઠરસે ને ગામમાં તારોજ ફજેતો થસે.

**સુનઇ**—તું સું એમ ધારેછ નવલસા કે આવી તારી વાતથી હું ડરી જવસ ને તારા કાલાવાલા કરી તારી આગલ હાથ જેડી તુંને પગે પડસ? દુન્યાને હું જાહેર કરસ કે તું મારો ખાવંદ છે પછી કોર્ટ ભલે ને નામંજુર કરે. હું દુન્યાની દીલસોજી ખેંચસ, તારી ઉપર ફીટકાર પડસે. તું મારો છે એવું પહેલાં સાબેત કરસ ને પછી સદાનો હું તુંને દુર કરસ.

ધનજી-- પન એટલા બધા પછારા મારવાની કઇ જરૂર !

સુનઇ--એજ કે આએ મારી દીકરી મોટી થાય તહારે એના બાપના સંબધમાં નીદાંની નજર એની તરફ ખેંચાય નહીં.

ધનજી—પન બુચી જીવે તો ખરી.

સુનઇ—બેકદર, બેરહમ, એમ કહેવા માંગેછ કે એ મરી જસે ?

ધનજી—નહીરે નહી. હું તો એમ કેહુંછ કે તું પાછી મધરાસ જા ને નહીં તો પુને જઇને રેહ. હું તુંને દર મહીને ૪૦ રૂપયા પુગાડયા કરસ. તારાં જેવાં ગરીબ માનસને તો ૪૦ રૂપયા હાથીનો પગ થઇ પડસે.

સુનઇ--તું સું એમ ધારેછ કે પૈસાને સારૂ મારી આએ બધી ધરફરી છે! હું ગરીબ છેઉં પન યકીન ઇમાને તવંગર છેઉં તું તવંગર છે પન નીતી નેકીમાં મુફલેસ છે. રૂ ૪૦ જેવા હાથીના પગને હું પગે ઉડારૂંછ; યાદ રાખ એજ પગ આગલ તું કહેસે કે પાઘડી ઉતારૂંછ.

ધનજી—પન હવે તું કહેવા સું માંગેછ !

સુનઇ—એજકે તું દુન્યાને જાહેર કર કે હું તારી ધણીઆણી છેઉં.

ધનજી—ને એમ કરવાને ના કહેસ તો !

સુનઇ—તો હું જાહેર કરસ. તારો પીછો છોડવાની નથી, મરી જવસ તાંહ સુધી અચકવાની નથી, તું મારૂં ખુન કરસે તોબી અટકવાની નથી. (સુનઇ પોતાની બુચીને રમાડવામાં રોકાય છે.)

ધનજી—(મનમાં) ખુન ! ખુન! કેવો ખ્યાલ ! બીજો ઉપાય શું છે ? એને ચુપ કરવાનો બીજો રસ્તો કયાં છે ? નાચાર છું. હવે તો એજ ઉપાએ કરવો જોઇએ, ખુન કરી પાપનો બોજ ભરવો જોઇએ .

સુનઇ—સું વીચારમાં પડયોછ ! અહીજ મારો ચુકાદો બસ હીસાબ દે, હા.ના નો જેતે એકદમ જવાબ દે.

ધનજી—જવાબ ! લે આએ જવાબ !

[આંચકો મારી તેણીને બુચી સાથે નદીમાં ફેંકી દઇ ધનજી નાસી જાય છે-પાલી દોડી આવે છે અને નદીમાં કુદી પડી બુચીને કાહાડે છે. પુલ ઉપરખટલો દોડી આવે છે અને હાથ લાંબો કરી સુનઇનો હાથ પકડે છે.]

ટાબલો.

## ડ્રોપ.

**પહેલા અંક અને બીજા અંક વચ્ચે ૧૪ વરસનો ગાળો.**

# ( ૧૪ વરસ પછી )

## અંક બીજો.

### દેખાવ ૧ લો.

### પેસતનજી સુરતીનું ઘર.

[ ભુમતો ભુત ગાય છે ]

લઈ તારૂં નામ મનથી ઉચારૂં સદા સુબ્હો શામ.
સુધારો આ પરવર. હમારૂં આ કામ.
ઉમેદો જિગરની છેવટે કરજે પુરન હમારી.
બાંડી છે હામ દઈ તુને લગામ કર સફલ અંજામ.
કામ સફલ કરો દાતા.

[ ભમતો ભુત જાય છે અને પેસતનજી આવે છે ]

ખરાં સુખો દુખોને જાની વખાનો સમજો ધારીને
મોહાંને કડવા ખાવા પડશે બન્ને થાંહ મનને મારીને.
ધનીએ ઝેહમતે પરવરની રહેમતે.
આયો હું ઘેરે પરવરની મેહેરે.
બની સુખી એથી છુટી ઝમલેથી મનને વારીને

**પેસતનજી**—હવે ઘેરે આવીને ઠર પડયા. વરસોની મહેનત મસાગત પછી અને પરદેશ ભોગવ્યા પછી ઘેરબારે આવીને નીરાંતે બેસવામાંબી કાંઇ ઓર મોજ છે. ધંધા વેપારમાં જીંદગી અતવઇ ગેઇ હવે કાંઇ શાદી રામશની તો જોવું-મારા કેકુને અદરાવી પરનાવી કંઇ ભલઇ તો કરૂં.

[ કેકુ આવે છે. ]

**કેકુ**—બાવાજી, આપુને સુરતમાં આવી રેહવાને મહીનો દહારો પુરો પાધરો થયો નથી પન મને તો એમજ લાગેછે કે જાને મારો જનમારોજ સુરતમાં પસાર થયોછે. મને સુરત ઘનુંજ ગમેછે-તમુને ગમેછે કે પપા?

**પેસતનજી**—દીકરા જહાં મારો જનમ થવલો, હું ઉધરેલો ઉછરેયો, બચપણમાં ધીંગા મસ્તી કીધેલાં, મોટપણમાં નોકરી બજાવેલી તે મને

નહીં ગમે ! જે માણુસને પોતાના વતન માટે વહાલ નથી, તેને વહાઇનો ખ્યાલ નથી; જે ખરેખર દેશાભીમાન નથી–તે ઢોર છે ઇનસાન નથી. સમજ્યો મારા દીકરા !

કેકુ—બાવાજી, બાવાજી; તમોને બાવાજી કહેતાં મારો જીવ કેવો ધરાઇ જાયછે. મારી જીંદગીની તવારીખ યાદ કરતાં હું કોઇ વાર ગમખાર બનુંછ તો કોઈ વાર ખુશાલ થાઉંછ. હું રખડેલ રજલતો વાલી વારસ વનાનો છોકરો હતો તે યાદ કરીને મારી ઓલાદના ખ્યાલથી મને જયારે ગમ ઉપજેછ ત્યારે તેવી હાલતમાંથી એકાએક ફેરવાઇ જઇ તમારા જેવા તવંગર પીતાનો દીકરો બન્યોછ તે યાદ કરીને હું ખુશાલ બનુંછ.

પેસતનજી—ત્યારે ખુશી ઉપજે તેવોજ વીચાર હમેશાં કર્યા કર. નાહક ગમ ઉપજાવવો તેના જેવી કોઇ મુરખાઇ નથી; ખુશ મીજાજ જેવી કોઇ પાદશાહી નથી. ૧૪ વરસ થયાં તું મારી આગલ મારા દીકરા મીશાલ રહેલો છે અને મારી દુવા એટલીજ છે કે મારી જીંદગીની આખરી સુધી તું એમજ રહે, હું તુંને દીકરો કેહું, તું મને બાપ કહે. હવે હુ તુંને સુરતના જાણીતા આસામીઓ સાથે ઓલખાણ કરાવવા માંગુછ. પહેલાં તો આપરે સરદાર રતનશાહને બંગલે જસું.

કેકુ---આજે રાતે તો મને મુંબઇ જવાનું છે.

પેસતનજી—હા, તું પેલા રામલાલ દયાલનો હીસાબ કેતાબ તપાસી છેવટનું નકી કરી આવ. તું મુંબઇથી આવસે તે પછી હું તુંને રતનશાહ પાસે લઇ જવસ.

કેકુ—હા ખરા જો–રામલાને ત્રંક પેક કરવા કેહયું છ તે બધું તૈયાર કીધું કે ! જરા જઇને જોઇતો આવું. (જાય છે)

પેસતનજી—ધનજીને બે તેડાં મોકલ્યાં તોબી આયો નથી. એ આયો નથી તો આપરે તેની આગળ જસું; એ ઉડાવેછ તો આપરે કાંઇ એવા ઉલ્લુ નથી કે હવેલીમાં ચાંદ જોયા કરસુ.

( ધનજી આવે છે )

પેસતનજી—આવો–આવો; હું હમના તમારોજ વીચાર કરતોતો. કહાંથી ભુલા પરયા ! ધના મોઘા મોંઘા ફરોછ, ધનજીશાહ શેઠ.

ધનજી—સાહેબજી કેમ છેઓ ! તમે તેરાવ્યો કે તરત હું આયો.

**પેસતનજી**—તરત આયો ? મેં ચાર તેરાં મોકલ્યાં ત્યારે આયો.

**ધનજી**—તે સું કરૂં પેસતનજીબા ! ઘેરમાં જંજાલ એટલી છે કે ઘેરમાંથી પગ બહાર કહાડતોજ નથી. મારા બીચારા કાકાજીની ને કાકીજીની તબીયત નરમ ચાલ્યા કરેછ. તે પછી તે લોકની માવજત લેવાનીબી મારી ફરજ છે કની ! (મનમાં) કરજના પોટલા વધી ગીઆછ તેથી બી ઘેરમાં ગગડી રેહુંછ.

**પેસતનજી**—હવે પેલી બાબતનો કયારે નીકાલ કહાડેછ !

**ધનજી**— કઇ બાબતનો જી !

**પેસતનજી**—એમ અજાણી અમ્મા સું થાયછ ! પેલાં મધરાસવાળાં તમારા લગનની વાત–પેલી મુનઇ સાથે તમારા લગન થયાં ને તમે—

**ધનજી**—મુગા રેહો–મુગા રેહો–ખુદાને ખાતર મુગા રેહો.

**પેસતનજી**—ખુદાને ખાતરજ કંઇ કરવું હોસે તો હું મુંગો નહી રહવસ. તે છોકરી સાથે તું પન્યોને ને મને હાથ તાલી આપી ગીયો કે બે પાંચ મહીનામાં તે છોકરીને તું સુરત લઇ જસે. હુંબી ધધા ધાપા અર દુર દરાજ નીકલી ગયા. પન હવે તે છોકરીને ઇનસાફ આપવો પડસે.

**ધનજી**—પન તે છોકરી છે કહાં ! તે તો બીચારી કયારની મરીબી ગઇ હોસે.

**પેસતનજી**—હા, દુખ સંકટ સહેવાને મરીબી ગઇ હોય તો અજતબી નથી.

**ધનજી**—પન પારકી પંચાવત તમે સું કરવા માથે ખેંચી લેવોછ ? તમુનેબી મારા બઇ સખે ખાતાં ગોસાઇ નડેછ.

**પેસતનજી**—એ પારકી પંચત નથી એ મારી પોતાની પંચાત છે, બેસ, હું તુંને ૧૫–૧૬ વરસની વાત ઉપર બનેલા બનાવની યાદ આપું. તારો બાપ અને કાકો વાંધો ઉઠાવે તેથી કરીને તે ખોટે નામે લગન કરવા માંગયાં.

**ધનજી**—એ બધી વાત ખરી છે, પન તમે આસ્તે બોલોની ના બા- ( મનમાં ) મુઆનો તો ગાંટલોજ ઘનો મોટો બરેલો છે.

**પેસતનજી**—ખરી ને સાચી વાત બાપોકાર બોલવામાં નુકસાન નથી. તે છોકરી સાથે મેં તુંને ખોટે નામે લગન કરવા દીધાં નહી, લગનની સરટીફીકેટમાં મારી હઠને લીધેજ તેં તારૂં ખરૂં નામ લખ્યું હતું. યાદ છે કે ?

ધનજી—હા યાદ છે. યાદ છે.

પેસતનજી—તે છોકરી તો તારાં ખરાં નામથી અજાણીજ રહી. હું હમના મધરાસ ગયો તો તહારે મેં તો બધું જાન્યું, તે છોકરી તુંને સોધવા સુરત આવેલી. એમબી મેં મદ્રાસમાં સાંભળીઉં

ધનજી—સુરત આવેલી? આપુને તો મલીબી નહીં ને આપરે તે જોઇબી નહી, પેસીબા.

પેસતનજી—હવે તુંને તે તારી ઐરીને કબુલ કરવી પડશે.

ધનજી—તે બઇરી હોય તો તેને કબુલ કરૂં કેની? તે છેજ કહાં?

પેસતનજી—આપરે જાહેર ખબર આપીને સોધ કરાવશું.

ધનજી—ને તે વાત મારા કાકા જાણુશેને ગુસ્સે થસે તો?

પેસતનજી—તો સમજાવી લેસું!

ધનજી—ને નહીં સમજસે તો!

પેસતનજી—તો તારા કીધા કતુકની તે સજા છે એમ ધારા લઇશું.

ધનજી—ને હું દુખી થવસ કે?

પેસતનજી—સુનહને તેં શું સુખી કીધી છે?

ધનજી—એક જન દુખી થયું તેથી મારેબી દુખી થવું જોઈએ?

પેસતનજી—એક જણુને તેં દુખી કીધું તેથીજ તારેબી દુખી થવું જોઇયે.

ધનજી—તમે મને હેરાન કરસો તો તમારા હાથમાં શું આવસે!

પેસતનજી—તુને હેરાન કરનારો મારો હાથ ખુદા તરફની ફરજ બજાવસે.

ધનજી—લોકો તમુને બદનામ કરસે.

પેસતનજી—ખુદા મને નેકનામ કરસે.

ધનજી—મારી તમુને જરાબી દાજ લાગતી નથી!

પેસતનજી—સાચને આંચ લાગતી નથી.

ધનજી—(મનમાં) આગમે ડોસો સુરપર ચહડયોછ પન એને નરમ ઘી જેવો બનાવી દેવુંછ. (મોટે) મી૰ પેસતનજી સુરતી, ઓ ઘરડા ડોસાજી, તમે ઘની લાંબી લાંબી વાત કીધી ને તે બધી મેં સાંભરી. કેહોછ તેવું હું કઇ કરવાનો નથી. તમે જાહેર કરસો તો હું તમુને ખુદા

પાડસ ને ઘરડે ઘડપન તમો બુબખ જુઠામાં ટરસો. તમારી પાસે સાબેતી શું છે! તમે જુઠું તોહમત મુકોછ કરીને હું તમારી ઉપર ડામીજીની ફરીયાદી માંડસ. હુંબી તમારે માથેનો છેઉ તો. મુગા મુગા મરી રેહોની મરવાનો વખત આયો તહારે આબરૂના કાંકરા કાંય કરતા હોસો !

**પેસતનજી**—( હસીને ) ગીયો કે તું તારી જાતપર ! તારા જેવા સોને તો વેચી આવું--વેચી. તું સું એમ સમજેછ કે મુદા વગર હું કામ કરસ ! સુજમાં રાજા બોલસે ( દગલો પહેરતાં ) હમનાજ તારા કાકા પાસે જાઉંછ ને તારાં ખરાં નામની ને તારી પોતાની સહી સાથની, તારા દોલુ નોકરની સાખ કીધેલી સરટીફીકટ દેખારૂંછ, ( દગલાના પડમાં સીવેલું કાગજ દેખાડી ) જોઈકે આએ સરટીફીકટ ! મેં એ જીવની કાની જાલવીછ, તું પરણેલો છે કે કુંવારો છે તેનો આએ પુરાવો છે.

**ધનજી**—( મનમાં ) ડોસાએ તો પાકું કામ કીધુંછ. કાંઈ ચેચી કરવાં જસું તો ડોબરૂં ઉડી જસે. હવે તો નમી પડવામાંજ સાર છે-નહીતો કુતરૂં કરડે ને ખાસડાંનો માર છે. ( મોટે ) પેસતનજી સેઠ, પેસનનજી મુરબી, પેસતનજી બાવા, કાંય મને હેરાન કરોછ-મેં તમારૂં શું બગારયું !

**પેસતનજી**—તેં મારૂં બગારયું નથી પણ એક નીરદોસ ભલી ને તારી ઉપર વીસવાસ મુકનારી છોકરીનું તે નખોદ વારયુંછ. હવે થયલી ખોટી ગોઠવણ ખરી તરીકે ફલતાવાની છે હું એમાં શામેલ છું તો મારી ભુલબી મારે સુધારવાની છે. તે છોકરીને બેવફા થવાની તુને મારી મદદથી જોગવાઈ મલીતી. તુને મેં નીરદોસ ધાર્યો તો પન તું દંખેલ નાગ મલ્યો, તો નાગને કચડવાનો આજે મને લાગ મલ્યો.

**ધનજી**—તમારી એવીજ મરજી છે તો મારેબી કબુલ છે. હુંજ મારા કાકાજીને લાગ મલતાં સમજાવી પટાવીને બધું કહેવસ ને તમેબી આવીને સમજાવી લેજો.

**પેસતનજી**—તારી ઉપર મને વીસવાસ નથી, પાછો હથેલીમાં ચાંદ તો નથી દેખાડતો !

**ધનજી**—હું ખરૂંજ કેહુંછ એક વખત વીસવાસ મુકીને તપાસી લેવો. બે દહાડા થોભવામાં કાંઈ નુકસાન છે !

**પેસતનજી**—ઠીક છે. બેના ચાર દહાડા. જો ચાર દહાડામાં તેં બધુ નકી નથી કીધું તો પાંચમે દહાડે હુંજ તારા કાકા આગળ આવીને

બધું કહી દેવસ. ખરેખર પુછાવે તો તારી ઉપર હું ભરૂસો નથી મુકતો; મન એમ ધારૂં છ કે અની ચુકુછ, ભવ તો નથી ચુકતો

(કેકુ આવે છે)

કેકુ—(પેરતનજીને) આએ વદારૂં કોન?

પેસ્તનજી —એવનનું નામ ધનજીસાહ છે; સરદાર રતનશાહના ભત્રીજા ને વારસ,. ઘનાં ભલાં માનસ છે. ને મી. ધનજીભાઇ આએ મારો દીકરો કેકોબાદ.

ધનજી—જી, હું તમોને જોઇને ઘનો ખુશી થયો. તમોને હું સુરતમ બધે ઠેકાને ફેરવસ. સાંજનાં આવસો ગાડી મોકલું? ફરવા જશું?

પેસ્તનજી—(મનમાં)સાથે ફરવા લઇજસે તો બધાં પોતાના લખનબી સીખવસે (મોટે) આજે તો એ ભાઇથી નહીં બનસે, આજે તો રાતે મેલ ટ્રેનમાં એ મુંબઈ જવાનો છે.

કેકુ—ચાર પાંચ દહાડામાં પાછો આવસ. પછી મને સાથે ફરવા લઇ જજો. બધું સુરત દેખાડજો.

પેસ્તનજી—આંખોને જોરે. મારા ખેરખાહ પેસ્તનજી સેઠના તમે દીકરા આવો તો હું તમારી સેવા નહીં બજાવું? (મનમાં) સુરતની એવી નામચીન જગા દેખાઉં કે બાવાજીના બધા પૈસા સાત દહાડામાં દીકરો સાતે સાત કરી મુકસે.

કેકુ—(શર્ટની બાંહે ચહડાવીને) નખોદ ગોયા રામલાને બાર વખત કેહલું કે ખુરસીના માકર માર પન યાદજ નથી રાખતો. હાઇ! કેવો ચટકો માર્યો જો! માકર કહાં છે! દેખાતો નથી

પેસ્તનજી—જોઉં-જોઉં-મારી આગળ લાવની.

[પેસ્તનજી બાંહે વધારે ચહડાવે છે જેથી કેકુના હાથ પરનું મોટું લાછન ધનજીની નજરે પડે છે.]

ધનજી—(મનમાં) આએ લાછન? એ તો પેલા પોરયાની નીસાની. ખરેખર ચહેરો બી તેજ. ૧૬-૧૭ વરસની વાત પર હદે કીધેલો કાકાનો દીકરો. એ જીવતો જાગતો કહાંથી આવ્યો! એ જીવેલો ખોટો એ આહીં રહેલો ખોટો. એ જીવતો રહેસે તો જમ થઇ લાગસે, મારાં પગ બગાડી નાંખસે. એ આજે મુંબઇ જાય તો જવા નહીં દેવસ. જીવવા નહીં

દેવસ. આજેજ તોર બેસાડી દેઉં તો ખરો-પેલી જહાન પુગાડી દેઉં તો ખરો.

**પેસતનજી**—કહાં છે ! કઇ તો નથી ! નકામો ખંસ્યા કર્યા કરેછ.

**ધનજી**—અરે એતો અમથી ચટકી પડતી હોસે. નાજુકને કુમરી ચામરી કેની તે એમજ લાગે.

**પેસતનજી**—ચાલો હવે તાહરે જમી લેઇયે. ધનજીસાહ આવોની જમીનેજ જાવાની.

**ધનજી**—નહીં જી, માફ કરોજી; મારો જીવતો ઘેરમા ભરાયલોછ. કાકાજીને કાકીજીની હાજરી વગર મારેતો ભુક ગરે ઉતરે નહી. સાહેબજી. હું જાઉંછ; કેકુબજી હું જાઉંછ, હા ! જીવતો રહેજે દીકરા ( જાય છે )

**પેસતનજી**—ચાલબા, તાહેલાંમાં વખત નીકલી ગીયો તે માલમબી નહીં પડયો

( બંને જાય છે



## દેખાવ બીજો



### પાલીનું ઝુપડું.

[ એક મોટી કુંચી કાનસે ઘસતો પાલી બેઠેલો છે. ]

ચાલો, કીધા જગતમાં રંગોને જોઇને બાહરે=
કરો કીધી મજુરી ઇમાનથી=ચાલો
કરે જે તુ બદી માઠી લેહે તું પાપોનો ભાર.
છોડે નહીં તે બાપો મારો, મારે તને મુંગો માર.
કરો મારા બાપા ખરી મહેનતો હજાર વાર.
દયાનતોને હાંચી રાખી, રાખીને કીધા વહેવાર,
આપે તને હંધું માએચું નકરે તે જરીવાર.

**પાલી**—પરમેહરે હંધું બનાયવું તે ઠીકજ બનાયવુ પયન પેટ [illegible]યવું તે ભુંડું બનાયવું. મનીખનું પટ જાય તે પેટથી જાય. આ ખારો પુરવાને કાજેજ મહેનત કરીને મરતો છું ને મારી બાપુકી હીરાંને પાલ્લે

દહાડે આપડા અવકરા નીહ પર એમ વીચારીને આ મજુરી કરતો છું. હું કર્યે બાપુ ?—જેમ તેમ દન દહારો કહારવાનાજ તો.

[ધનજી અને દોલુ આવે છે.]

**ધનજી**—પાલી કાકા શું કરોછ ? તમોરા નોતરેલા કયારે જમશું ?

**પાલી**—તમારૂંજ કામ કરતો છું. આ તમારી ચાવી તીયાર કરી રાખેલી. ( ચાવી આપે છે )

**ધનજી**—પન એ બરાબર નમુના પરમાને બનાવીછ કે ! નહીં તો પાછું છોલાવવા છરાવવા આવવું તો નહીં પરે !

**પાલી**—એક બાલનોભી ફરક નીહ પરે. આયે પાલી લુહારના નામને જાંખ ન લાગે હેઠજી.

**દોલુ**—તું નમુનાઓ ઉપરથી આવી કુચીઓ બનાવી આપેછ તહારે મોટી છરી બી કાંય નહી બનાવતો ! ઘના ઘરાક મલી આવસે.

**પાલી**—તે ગામમાં ખરો કહાઇ તો એકજ છે તો ઘરાક કાહથી આવવાનાં !

**દોલુ**—તે ખરો કસાઇ કોન ! હું કે !

**પાલી**—અવે મન મહી હમજો તો ઘનું છે.

**દોલુ**—જો આએ હાથ !

**પાલી**—જોયલો-હોવે જાને કોયલ ખણુવાનો પાવરો.

**દોલુ**—એ વરે હજારો મરઘી કાપીછ સેંકડો બકરાંને રેહેસેઆંછ. બીજા મોટાં જાનવર કાપવાનાં મલતાં નથી તેથી મારો હાથ ચવર ચવર થાય છ બેસબી મનેજ કાપવાની મલે તો વાહ વાહ કેવી મજા પડે

**પાલી**—તો બાપા ચમાર વાડ મહી જઇને રેહોની. તીહા મુએલ ઢોર ઘ । આવતાં છે. તેનાં ગલાં કાપીં ને ગમત કરો.

**દોલુ**—નહીં નહી; જીવતાં કાપાનો મને સોખ છે. આગલાં અંધેર રાજમાં હું જનમતે તો ગરદન મારવાની જલાદની નોકરીએ રહેતે ને દરરોજ બે ચાર ગલાં કાપી જીવને તાહડક આપતે ! કેમ !- મારી વાત સાંભરીને લાલ લાલ કેમ થઇ આઓ !

**પાલી**—હું લાલ નીહ થઈ આવેલો; એ તો તમારી આંખો લોહી જોતાં જોતાં લાલ છારી બંધાયલી તેથી બધું લાલ લાલ દેખીયાતું છે.

ધનજી—પાલી, તારો બીજો ધંધો કેમ ચાલેછ ? કેહેજે તું તો નાગનું ઝેર કહાડવામાં ઉસ્તાદ છે.

પાલી—નાનપનથી હાંપ ને નાગ પકડવાની આદત પરેલી. હાંપની ને નાગની મુડી પકરીને તેનું ઝેર નીચોવી લેવાનું એક ગોહાંઇએ મુને હીખવેલું. ને જેર હું કહારૂં ને મંભઇનો એક જાંગેલો ડાકતર આવે ને તે એકક બાટલી દહદહ રૂપીયા આપીને લીઇ જાય. નાન્લી નાલ્લી બાટ લીબી તેનેજ મુને આપી છાંડેલી. દોલીબા તમે બીહતા રખે. તમારી મુડીને ગરદન એવી ગેંડા જેવી છે કે મારા હાથ મહી આવવાની નીહ ને જેર એોહે તો તે નીચાવાહેબી નીહ.

દોલુ--નાગ છેઉં. ખરે ખર દંખેલ સાપ છેઉં. ડોકી મરડું મુડી બચડું એવું હું પાપ છેઉં—વાંકે વન—વાંકે દંખું એવો હું સાપ છેઉં

પાલી--ભાઈ તો પોતાની વાખવામાં પોતાને મોહડેજ કરતા દેખું.

ધનજી--તે જાની, મારા એક દોસ્તે ઇસ્તમબોલથી લખ્યું છ કે નાગના જેરની એક નાહની સીસી મોકલવી. જો તારી પાસે હોય તો આપ જે પૈસા થતા હોય તે આપસ.

પાલી—નારે બાપા—એ કાંઇ અપાય કે ? પોલીહવારા જાને તો મુને ફાંહી ચધાવે. એ એવું કાતેલ જેર છે કે પાની ભરેલાં મટકા મહી એક ટીપું લાખો ને તે પાનીનો એક ગોટ પીવો તો એ મીનીટમાં રામ-બોલો-ભાય રામ

ધનજી---પન મારે તેનો ઉપયોગ કરવાનો નથી. હું તો પારસલ કરીને મોકલી આપસ. પોલીસવારા શું જાનવાના છે ?

[ પાલી બેઉના મોહોડાં અવાર નવાર જોયા કરે છે. ]

દોલું—એમ અવાચક થઇને મોહરાં સાંના જોય છ ! સેઠને આપની. કોઈ માનસનું ખુન તો નથી કરવાનું ?

પાલી—મનીસનું નીહ, પયન દઇતનું ખુન કરવું હોય તો મારે હાથ પાઇ દઉં. બાઇ દોલ્યા, તમારે પીવું છે ? લે મારે હાથે તમોને પાવું. ( મનમાં ) દુન્યા મહીથી જે એક પાપ પયદું તે ખરૂં.

દોલુ--તાહરે હું સુ દઇત છેઉં કે ! વાહરે તું બી મારો હેતનો ટેકોજ મલેઓ. પન આએ કીના ખોર દઇતને તું હજી બરાબર ઓળખતો નથી; એની બાજીના દાવ પેચ તું જાનતો નથી.

પાલી--એ બાજરીનો પેચ તમોજ પીયા કરો બાપા; અમો જાનતા નીહ મીલે, ને જાનવુંબી નીહ મીલે,

ધનજી—મને મોડું થાય છે. આપવું હોય તો આપી દે; તારો ડાકટર તુને દશ રૂપ્યા આપેછ તો લે હું વીશ રૂપ્યા આપું છ ( નોટ ગજવામાં કહાડે છે ) મારા દોસ્તનું કામ થાય ને મારૂ નામ થાય ને તુને દામ મલે એજ મારી મસકદ છે.

પાલી—તમે કહમ ખાઇને કેહા કે તમારા દોહતને વરે જોઇએ ?

ધનજી—અરે હું કોઇ દહાડે જુઠું બોલુંગા કે ! એમ ગાંડો સુ થાય છ કેને ?

દાલુ—( મનમાં ) બીચારાને સાચાનો ગોલ પાયલો છે.

પાલી—તીવારે હું લાવતો છું: તમો ઉભા રહેજને. ( જાય છે )

દોલુ—સેઠજી—જેરનું કામ સું ?

ધનજી—ડોસાને પોહતો કરવા.

દોલુ—ડોકું કાપ્યે તો કેમ ?

ધનજી—લોહીના ડાઘપડે-તાણ તોડ કરે,

દોલુ—લોહી જોવાની મજાહ નહીં પડે ?

ધનજી—લોહીની જુબાની જડે

દોલુ—ખુનના બે અર્થ થાય છ-લોહી અને માનસને મારી નાખવું ! તેથીજ લોહી રેડીનેજ મારી નાખવું જોઇએ.

ધનજી--લોહીના બે મીનીગ થાય છ-એક રગતને બીજું તુછ્વુ ! તેથી લોહી રડવા પછી તુછ્વાની જરૂર પડેછ

( પાલી આવેછ )

પાલી--લો આએ બાટલી ; " મારી ગરીબાઇને કાજે આપતો છું, મરજીથી આપતો નથી" એ મહી પનર ટીપાં છે, બહુ હંભાળીને રાખજો. ગજવા મહી ભાંગી જાહે તો આખું બદન કાલુ ઠનક થાઇ જાહે ને જેરવારા હચકતાંબી હુગાહે.

ધનજી—બોલનાંને સલાહ આપતાં કહાંથી સીખી આયો ?

પાલી--એ તો અમે ગામરીયા ભાઇ એમજ બોલયે. તમે હું કામ ગજવામહી મુકો ? દોલી ભાઇને આપોની. એવનના ગજવા મહી ભાંગી જાહે તો હરતાલ નીહ પરવાની.

**દોલુ**—આપરો તો દારવાટલોજ થયેલો જોવાને તું રાજી છે કે ?

**પાલી**—( મનમાં ) નારે, રોટલો થયેલો જોવાને રાજી છું.

**ધનજી**—( દોલુને ) આજે તુને બીજા બે અગતના કામ કરવાનાં છે. જો, એમ આવ, તુને સમજાવું

[ દોલુ અને ધનજી એક તરફ જઇને વાત કરે છે જેમની બરાબર પછવાડે એક સફૂદ ઓલો આવીને છુપાઇને સાભળે છે. આએ અરસામ હીરાં ગાતી આવે છે ].

છુટોરે છુટો ડાલી. ડાલી છે ફૂલોવાલી હવે
નાજેથી પુરી પાલી.
મીઠ્ઠી પ્યાલી છે નિરાલી તે નિહાલી લે તુ મનમ.
તેને ઉછાલીને ચાલી હું ભોલી ભાલી.
સુખની છું બની હું ધની વ્હાલી તે ડાલી આલી છું.

**હીરા**—બાવાજી, તમે આજે કંઇ બહાર સધાવાના છેઓ કે ?

**પાલી**—હા, જાવું છે. તુરત જઇ આવા. તુને કાંઇ કામ છે કે મારી બાપુડી !

**હીરા**—આજે પેપરમાં છાપ્યું છે કે બેનકાટકનો ચોપરી બહાર પડી છે. તમે સુરત જાઓછ તો મારે સાઉં એ ચોપડી લેતા આવજો.

**પાલી**—હોવે, લેતો આવા. તું મુને નામ લખી આલ. નામની કોમ નીહ રેહે ને તુ હવારો કરહે કે મંગાયવું હું ને લાયવા હું.

**હીરાં**—(દોલુ ધનજી પર નજર પડતાં) બાપા આ કોન ?

**પાલી**—એતો મુનેમળવા આવેલા. ધનજીસાહ હેઃ આ મારી દીકરી હીરાં. ખરેખરી હીરો છે જો. હીરાં આએ મોટા રતનહા હરહારના ભત્રીજા ને આ કેની તે એવનનો ચાકર છે. નામ એનું દોલુ કહાઇ છે ને કામ તો એવાં કરે કે નીહ બોલવામાં નવ ગુન.

**દોલુ**—( મનમાં ) મારી સીફારસ કેવી કરે છ ? મારો કોઇ પેલા ભવનો દુસમન ? દેખું

**ધનજી**—એ તારી દીકરી કે? કાંઇ એને સીખવ્યુ છ કે કે તારા જેવીજ રાખી મુકી છ ?

**હીરાં**—જી હું તો મીશન હાઇ સ્કુલમાં સુરત સીખવા જાઉં છું. આવતે વરસ મેટ્રીકમાં જવાની છેઉં. હમના વેકેશન છે તે જરા ઘેરનું કામકાજ કરૂં છું. તમે કેમ છેઓજી?

**ધનજી**—સારી પેઠ છેઉં. તુંને જોવાથી મને ઘની ખુશાલી લાગે છ.

**હીરાં**—ઠીક કયુ. હું બી તમારી મુલાકાતથી ઘનીજ ખુશી થઇ છ.

**ધનજી**—જીવતી રેહેજે-છોકરી-સુખી રહેજે. ચાલો હવે અમે જઇએ છ.

(દોલુ અને ધનજી જાય છે)

**હીરાં**—મોટા સેઠનો દીકરો તે એ ભલોભી હોસે.

**પાલી**—ભલો તો એવો કે તેના ઇસકા દેના નહીં.

**હીરા**—નહી-નહી બાવાજી એમ ના બોલો. મને તો એ ભલો ને નેક લાગે છ. એનું મોહનું જોતાં મારી આંખમાં ઠંડક વરે છ. મારા કલેજામાં તાહડક થાય છ.

**પાલી**—અરે મારી બાપુલી એ તો બહારથી તીરમ તરાક છે બાકી મોહેથી સડેલો કીડો છે. ને એનો બાએ નોકર એના જેવોજ હીરો છે.

**હીરા**—બાવાજી તમે દોલુને વરે ગમે તે બોલો પન ધનજીભાઇને વરે બોલશો તો હું રૂસઇ જવસ

**પાલી**—ચાલ માંડી વાર. જમવાનું તીવાર થીયું કે ?

**હીરા**—હા ચાલો આવો.

સું આખે અજબ આ જોયું. દિલને ખોયું.
સહમા ઉભારે દુઃખોને વધારે તે બીજ બોયું
દુખ આ જિગરનું મુંજ અનતરનું નીકલી ઉભરતાં જોયું દીલને ખોયુ
આંખો શરમે પ્રીતીથી નમે. જાને પીહરે મન મોહ્યું.
વિચારોના વનમાં, ભાગે દુખ મનમાં બહુ ગુચવનમાં પરોયું.
દિલને ખોયું

( જાય છે સફેદ બોબો યાને ભમતો ભુત બહાર આવેછે, )

**ભમતો ભુત**-ઓહ ખુદરત ખુદરત તારી કરામત કાંઇ ન્યારી છે—તારી ગેબી શકતીની બલહારી છે. ખરૂં છે, સગપણની પ્રોતને વહી ગમ્મતાં, વરસો નડવાના નથી-કાંગના માર્યાં પાણી જુદાં પડવાનાં નથી.

( જાયછે )

## દેખાવ ૩ જો.



ખેતર

[ ગામડાનું એક ખેતર-કેકુ આવે છે. ]

**કેકુ**—બનતાં બને તે ખરી. આજે એ તો એજ, તડને ફડ કહી દેઉછ. મારો પ્યાર જણાવી દઉં છ એનો વાચાર પુછી લઉં છ. આજે રાતે મુંબઇ જવાનું છે તે અગાઉ મલી લેઉં. વીંટીબી આજે પેહેરાવી દેઉ. ક્યાં ગઇ ? એ બીલાડી અહીં તો કેહે જણાતી નથી.

(જાયછે-બીજી તરફથી હીરાં ગાતી આવેછે).

**હીરા**—

ઠોકા દિલમાં કરે છે કાઇ જેની જોઈ મારા જિગરમાં

કહું કોને કે એવા ભેદથીરે મને આવે પીયુ પીયાની યાદ

બહુ વધે જોર આવે જયારે જાનો મલવાને મને લઇ દીલેથી દાદ.

કહું તેને લીધું' જે ચીત. ચોરી મુજની પાસ.

અને મનની વાતો મોને કહીને કરૂં પ્રેમઆસ. પ્યારા તારા

દિલની આસ ને તેને જીતીને જુદાઇના

સદમાએ ન કદિ રાખું હું દિલને ઉદાસ.

જોરે શોરે આયોરે તે દીલબરને રેહાઇએ આયો.

**હીરાં**—એ કેકુને જોવાને હું આવી આતુર કાંય થતી હોવસ? એના મુલાકાતને માટે હું ઉમેદવાર કાંય બનતી હોવસ? એ દીલમાં થતી લાગની નો ભરમ સું છે, ભેદ સું છે? એ ખુશાલીમાં આમેજ થયલી ચીંતા નો ખેદ સું છે? દરરોજ કેકુ અહીં આવેછ ને કહે છ કે હું તો અમથો ફરતો ફરતો આયો ને તમારી મુલાકાત થઇ ગેઈ; ને હું બી એમજ કેહું છ, કે કામે કાજે બહાર નીકલી ને તમે મલી ગયા. એ ચુપ છે—હું ચુપ છેઉં—દીલ ભરી થઇને રૂઠે છ; બોલીદે બોલીદે એમ જીગર પોકારી ઉઠે છ. સઉ ઝાડપાનને હું પુછતી ફરૂં છ ને—નજર કરી દુર નજદીક પ્યારાને ઢુંડતી ફરૂં છ; પુછુ-છ ઝાડપાનને કરાર કયાં છે; આરામ કયાં છે? હું સબજ બની ફરૂં છ— હો મારો ગુલફામ ક્યાં છે?

(કેકુ હળવેથી આવે છે).

**હીરાં**—(કેકુને જોઇને મનમાં) લેવો, જી ભરાયા તો આવાને ખુણા ખાં ચરાં સોધે છ.(મોટે) કોન છે રે! કાઇ ચોર છે કે!

**કેકુ**—નહી રે જી, એ તો હું છેઉં. બુમ સાની પાડો છ !

**હીરાં**—તમે કેકાબાદ છેઓ. અરે માફ કરજે હું જાનું કે કોઇ ચાઉં મારતર હોસે ને પડયું ખર્યું ખુના ખાંચરમાં સોધતો હોસે.

**કેકુ**—હા શોધતો તોજ. મારી એક બીલાડી નાસી ગઇછ તેને શોધવા નીકલ્યોછ.

**હીરા**—બીલાડી ! અહી તો કંઇ નથી. મારી નજરે પડી બી નથી.

**કેકુ**—તમારી નજરે નહી પડી હશે પણ હું તો તેને જોઇ ચુકયો.

**હીરા**—કેવું અજબ જેવું ! તમે નાઠેલી બીલાડી ને સોધવા આવા છ ને હું એક મારૂં વાંદરૂં સોધવા આવી છ

**કેકુ**—તે સું હું વાદર છઉં !

**હીરાં**—તાદરે હું સું બીલાડી છેઉં !

**કેકુ**—તમે કેમ જાન્યું કે બીલાડીને બહાને તમોને સોધવા આયોછ?

**હીરા**—ત્યારે તમે કેમ જાન્યું કે મેં તમને વાંદરૂં બનાવ્યા !

**કેકુ**—જો ડાયર હીરાં આપરે બેઉ મનમાં બધું સમજ્યે છ ને બ. હાર અમથા ઢોંગ ધતુરા કર્યે છ. હવે એ ઢોંગનો પરદો ફેકી દે, તુ મને ચાંહેછ એમ મોહડેથી કહી દે

**હીરા**—ને તમે બી બીલાડાં કુતરાંના પછાડા મુકી દેવો-દીલમાં હોય તે બોલી દેવો.

**કેકુ**--મારા દીલમાં સું છે તે તુ જાની સકી નહી હોય તો મારા દાલનો ભરમ જાનવાનો તુંને હક રહયો નથી.

**હીરા**—ને મારૂં જીગર તમો વ.ચી શકયા નહી હોવો તો તમારૂ દીલ મારા આગળ ખોલવાની તમોને સતા બી નથી

**કેકુ**—હું વાંચી ચુકયો છ. આપણા વચે અરસ પરસનો પ્યાર બાજ્યો છ તો પછી શા માટે આપણે દુર રહેવું જોઇયે !

**હીરા**—કારણ કે આપણા બે વચે મોટા ફરક છે. તમો તવંગર બાપના સુખ ચેનમાં રહેલા દીકરા છેઓ ને હૂં ગરીબ ગામડયન-લુહ પોતાની દીકરી છેઉં.

કેકુ—કબુલ કીધું-હું તવંગર છું તું ગરીબ ગામડયન ગોરી છે-પન ને છતાં આપરાં લગન થાય તો કોઇના બાપની ચોરી છે !

હીરા—આપરાં લગન થાય એમ ના બોલો-એમ બોલો કે આપણાં બાવા અને મુરબ્બીઓ આપરાં લગન કરી આપે.

કેકુ—બરહક કહયું. હું મારા બાવાજીને કહેવસ, તારા બાવાજીપર કહેવાડસ અને તુંને સદાની મારી બનાવસ. સાચો છું, પ્રમાણીક છું, સાચો મારો પ્યાર છે; ભલું માંગવાં માટે સાચવત આધાર છે; ખરી માગણી, ખરી લાગણી; ખરો યકીનદાર છું; બાતેનમાં જે રહયોછ છુપાઇ, તેજ દેખાતો બહાર છું

હીરા—ત્યારે હું દુવા ગુજારસ કે તમારી ગોઠવણ પાર પડે. અરજ કરસ ખુદા આગળ, સાંભળ શુભા શામની દુવા; દે અમોને હમેશ કરારો આરામની દુવા, ફલો અમપર ભલી ગુલફામની દુવા.

(બને ગાતાં જાયછે)

એવા પ્રેમીઓ સંભાળો મારા નાથ
હોડી પ્રેમથી ઉછલતી. દીધી તમારે હાથ.
તેને રાખી રાહે સીધી, છોડો નહિ સંગાથ,
કરો બેડો પાર, પ્રેમ રાખીને
કર્યો તુજને પ્યાર. પ્રેમ ચાખીને.
સાચા સ્નેહથી રહીશું સંગાથે મારા જાન.
દાસી આએ તારી છે. દિલથી એ કુરબાન.
હું છું તારી જાની ને તું છે મારો પ્રાન.



## દેખાવ-ચોઠો

### પેસ્તનજીનું ઘર

(ઘરનો ઓરડો; બારી આગલ બેસીને દગલો સીવતો દોલુ જણાય છે)

દોલુ—આએ અસલ સરટીફીકેટ કહાડી લીધી ને આએ નકલ દગલાના પડમાં સીવી લીધી. એને થાવી મુકવી જોઇએ. (પોતાની

ટોપીમાં ખોસે છે ) ધનજીસાહ સેઠને એ આપસું ને સો બસો કાપસું. હવે તો રાતના પેલા છોકરા કેકુનો ગરા લાવરો કરી નાંખવાનો છે, ને મોટી રાતના મોટા સેઠ રતનસાહના નાંમની માહેતમ કરવાની છે. આજે કોઇ ઘનાં સારા માનસનું મોહોડું જોઇ ને જાગ્યો હોવસ જેથી બધાં ભલાં કામ મારે હાથે થાયછ.

(બારીની બહારથી ભમતો ભુત ધીમેથી આવે છે અને દોલીની ટોપીમાંથી સરટીફીકેટ ઝટક મારી લઇને નાસી જાય છે)

**દોલુ**—કાનો ભુત ! ભમતો ભુત ! ઓ મારા બાપરે! એ-એ-ગીયો! અંધારામાં અલોપ થઈ ગયો! સરટીફીકટ લેઇને ગીયો ! હવે સું કરૂં ! ખોટી સરટીફીકેટ આએ દગલામાં પડમાં શીવી દીધી છ પન ખરી કહાં ગેઇ ! અરે પેલો પેસલોને કેકુ આવે છ. નાસ મારા બાપ.

[ દગલો ખુંટી ઉપર ઓળવી બારી કુદાવી નાસી જાય છે. કેકુ અને પેસતનજી આવે છે.]

**પેસતનજી**—જો બા, બરાબર જોઇ તપાસીને હીસાબ કેતાબ કરી આવજે હું. વહેલો પાછો આવજે, સારાં હોટલમાં ઉતરજે, પઇસાની વાત ના કરતો.

**કેકુ**—હું જલદી પાછો આવસ, તમે ચીંતા ના કરો.

**પેસતનજી**—ને નાણું લાવવા હોય તો સાથે ના લાવતો, હુંડી લખાવીને મોકલજે.

(ધનજી આવે છે).

**ધનજી**—પેસતનજી સેઠ સાહેબજી, કેમ છેઓ કેકુ બા ?

**પેસતનજી**—આવો-આવો ધનજીભઇ, રાત પરી તમે કહાંથી આયા ? ઘેરમાં સહુ સારી પેઠે તો છેની?

**ધનજી**—સહુ દુવા કરેછ. હમના અહીંથી જતોતો તે જકુજે પેસનજી ભઇને ચાલ સલામ કરતા જઇએ.

**પેસતનજી**—ભલે આયો બા, ઘર તારૂંજ છે. કેકુબા હવે તું ગારી મંગાવ, પછી મોરૂં થઇ જશે.

**ધનજી**—તે ગારી મંગાવવાનું સું કામ પર્યું?(મનમાં)અજાના થવાથી બાજી વધારે સારી રમાય.

**પેસતનજી**—તે મેં તમુને સવારના કેહયું તેમ એ હમના મુંબઈ જાયછ. તેથી સ્તેસન પર જવા ભાડુતી ગારી મંગાવુંછ.

**ધનજી**—અરે કઇ વાતછે? એમ લોકઘ સું કરોછ? મારી છતી ગારી છે ને એ ભાઇ એમ ભાડુતી ગારીમાં જાય તે મને સોભા લાગે ? ચાલો, હું બેવનને સ્ટેશનપર મારી ગારીમાં મુકી આવસ. મારાં ભઇ તમે બી આપુને પરાયાજ સમજોજ જો. હું તમારી ઉપર આવો જીવ પરાન આપું ને તમે એમ જુદાઈ રાખો—વાહ ! વાહ !

**પેસતનજી**—અરે બાપુ એમ તો એમ. કોઇ ચાહીને કહે તો ના નહીં કહેવાય. પેરીને બીછાણું ગાડીમાં મુકાવી દે, જા.

**કેકુ**—સઉ તયાર છે બાવાજી. માફ કરજો હું ધનજીભાઇ તમુને તસ્દી પરસે.

**ધનજી**—અરે મારા દીકરા, એમાં તસ્દી સોની ? તું કઇ પારકો છે ? હસતો રમતો જા ને હસતો રમતો આવજે હું (મનમાં) એવો તુંને મોકલી આપું કે ફરી ઉગતો સૂરજ જોયજ નહીં.

**કેકુ**—હું સામન ગેહવાવી આવુંછ (જાયછે)

**ધનજી**—આટલી નાહ્લી ઉમર છે તોંબી ચંચળ કેવો છે ! જીવતો રેહ. એની શું ઉમર હોશે વારૂં ?

**પેસ્તનજી**—હોસે બાવીશેક વરસની.

**ધનજી**—તમે કરાંચીથી એને સાથે લાવેલાની ? ખરે ખર ચુંટી ચુંટીને હીરો શોધી કહાડયો હું.

**પેસ્તનજી**—બીચારાને રખડતો રજળતો કરી લીધો; પન એવો સપુત નીવડયો છ કે દુન્યામાં એવા દીકરા તો લાખમાં એક નહીં હોસે.

**ધનજી**—(મનમાં) દિલ ગબરડીમાં બધું જાન્યું.

(કેકુ આવે છે)

**કેકુ**—ચાલોજી, બધું તયાર છે. બપા સંભાળીને રહેજો હું. ટટા !

(ધનજી અને કેકુ જાય છે)

———

# દેખાવ ૫ મો.



## સરદાર રતનશાહનો બંગલો.



રતનશાહનો સુવાનો ઓરડો. રતનશાહ પલંગ ઉપર સુતેલા છે. પલંગની પાસે એક ટીપાઈ ઉપર પાણીનો કુંજો મુકેલો છે. ધનજી ધીમેથી આવે છે અને પાણીના કુજામાં ઝેરની શીશામાંથી ઝેર નામી નાસી જાય છે.

ભમતો ભુત આવે છે અને ઝેરવાળો કુંજો ઉપાડી લઇ બીજો સાજા પાણીના કુંજો મુકી ચાલી જાય છે. રતનશાહ જાગે છે અને કુંજામાંથી પાણી પીએ છે. ( પેનટોમાઇમ )

---

# દેખાવ ૬ ઠો.



## એક ખેતર.

[ ખતલો અને ભમતો ભુત ]

**ભ૦ભુ**—સું સમાચાર લાયો !

**ખટલો**—બરાબર જોયું. ગાડીમાં કેકુ અને ધનજી બેઠા. ગાડી હાંકવા દોલુ કોચબોક્ષ પર બેઠો. ધનજીએ દોલુને કેહયું. ગાડી સ્તેશન પર હાંક, પન દોલુએ ગાડીને ચકરાવો આપ્યો ને પેલા પડત જુકડાં તરફ ગાડી હાંકવા માંડી.

**ભ૦ભુ**—કેકુ સુરતથી તદન અજાણ્યો છે તેનો એ લોકોએ લાભ લીધો. ખેર, હવે આપને મદદે જવાનું છે.

**ખટલો**—પન તમે કયાં ગોયાં તાં !

**ભ૦ભુ**—જેરથી મરતા માનસને બચાવવા. એક મુજીએ પોતાના મુરબીના પાણીના કુંજામાં જેર ભેલ્યું, તે મેં ઘોળી નાખયું, બીજું તાજુ-પાની ભરી દીધું. જેને આજીમાંડીજ તે હાથ ચોળતો રહી જશે, હાર થઇ મહાત મળી, એમ બોલતો રહી જસે

**ખટલો**—પન મને તમે કેહો તમે કોન છેઓ ? વરસોથી તમારે પડખે હું રહયોછ પન તમારો ચહેરો જોવા કે તમોને પીછાનવાથી બેનસીબ

રેહેયોઝ. તમે જાતના કોન ! નાતના કોન ; મરદ છો કે સ્ત્રી છો ! બોલ બોલ, ભુતને નામે ઓળખતાં એ માણસ, ફરેસતા જેવાં કામો ક-રનારા એ રાહબર, તું કોન છે ?

ભ૦ભુ—વરસોની ધીરજ ધરી તો હવે થોડા વધારે વખત ધીરેથા.

ખટલો—મને બદીના ગારથી બચાવનાર, મને પાપના પતાલમાંથી બહાર કહાડનાર, નેક રસ્તો દેખાડનાર, નીતીની રાહ બતાવનાર, મારા ફરેસ્તા, બોલ તું કોન છે ! તારૂં મોહોડું દેખાડ હું તેની પુંજા કરૂં-તારા પગ ઉપર ચુંબન લઉં-તું જો મરદ હોય તો મારા પીતાથી તું આલે છે, જો સ્ત્રી હોય તો માત કરતાં વધુ પ્રીતથી પાલે છે.

ભ૦ભુ—ખટલા. મેં તારી સાથે કાંઇબી ભલાઇ કીધી હોય તો તેમ કરવામાં મારી ઉંડી મતલબ છે એમજ સમજી લે. હમણા લાંબી વાત કર વાનો વખત નથી, કેકુની મદદે દોડવાનું છે. હમણા તો દુવા ગુજાર કે તું ભલો થયો તો ભલાઇજ કર; જુઠાઇ તજી તો હવે સચાઇજ ધર; દુવા ગુજાર કે નેમ મારી પાર પડે. ભલાને ભલું મલે, બુરાને માર પડે.

ખટલો—આમીન! આમીન!

(બને જાય છે)

## દેખાવ ૭ મો.

### એક પડત ઝુપડી.

[ ભાંગો તુટલો સામાન, ખાટલો ગોદડૂ ટકયા વગેરે.]

(એક ખુરસી ઉપર કેકુને બાંધીને બેસાડયો છે, તે બેહોશ છે, ધનજી અને દોલુ ઘાસના પુલા લઇ આવે છે.)

ધનજી—હું તો કસમ ખાઈને કહેવસ કે કેકુને સ્તેસન પર પુગાડયો ને પછી તેનેજ બહોસ કરીને કહયું કે તમે જાઓ તે અમો પાછા ફરથા; પછી તે મુંબઇ ગીયો કે નહીં તે અમો કહાંથી જાન્યે

દોલુ—બરાબર ! તમે સો સોગંદ ખાસો તો હું સવાસો ખાવસ. ...ના ગુમ થવા માટે તમે દલગીરી બેતાવસો તો હું રરી નતરીને પાથરનું ...ાંડસ. એને જીવતો બાળી નાંખસું તે જોવાની મજાહ કેવી પરસે ? હું તો

બીલાડાંને બી પાંજરામાં પકડી ઘાસલેટ નાખી સલગાવી મુકું ને તે તફરી તફરીને મરે તે જોઇને ખુસીમાં હું તો નાચું કુદું. આજે જીવતાં જાગતાં માનસને જીવતો બળતો જોવસ ને મારા જીવને રમાડસ. અગ એવી મોજ કંઇ દરરોજ મળવાની છે કે ?

ધનજી—અરે બુબપ, સાની એમ બકબક કર્યા કરે છ ? મારા તો હાથ પગ ધ્રુજેછ.

દોલુ—મારા હાથ તો ગેરવા અને ગરબો રમવા તૈયાર છે ને પગ કેરબા નાચવાને રાજી છે. બેહુસીમાં એ બળી જાય ને મુરદુ બળે એ બધું સરખું. એ સાવધ થઇ તવલે તફડે ખેંચતાન કરે, અકર વકરે એનો જીવ જાય, અઝાડપછાડમાં તાન તોડ થાય તો તે જોવાની મોજ કેવી મળે ?

ધનજી—આજે ઘનાં બુરાં કામો કીધાં છ, પેલી તરફ પેલો ડોસો રતનસા લાંબો થઇ ગીયો હોસે આની તરફ આએ દુકનો સથાવી આવસે, ને તું પેલી લગનની સરટીફીકેટ—

( કેકુ હોસમાં આવે છે. )

કેકુ—ઓહ મારા હાથ પગ કપઇ ચાલ્યા રે ! હું કહાં છેઉં ? અરે મને કોઇ છોડો રે; એ આએ તમે કોન છેઓ ?

દોલુ—તમારી ગેએ સારનારા મોબેદ.

કેકુ—હું કહાંછેઉં !

દોલુ—જેરવારાના હાથમાં.

કેકુ—અહીં મને કોન લાયું !

દોલુ—એક ખાંખ્યો ને એક નસીસાલ.

કેકુ—મને બાંધ્યો કાંય ?

દોલુ—જરા સેકપોટ કરવા.

કેકુ—આએ ઘાસ કાંય !

દોલુ—કેરીની કાની તમુને પાકવવા.

કેકુ—મને છોડો નહી તો હું બુમ પારસ, મદદ માંગસ, હુ તોફાન—

[ ધનજી ધીમેથી કેકુની પુછવાડે જઈ તેના મોહાડામાં રૂમાલ ઠુચો દે છે. ]

**દોલુ**—શાબાશ, હવે એને બાલી મુકીયે અને ઝુપડું બી સાથે સળગાવી દેઇયે. બુમ પાડે તો કોઇ સાંભળેબી નહી.

**ધનજી**—પન આટલું ઘાસ ચાલશે નહી. બીજું લાવવું જોઇસે.

**દોલુ**—આએ ઘાસ આપરે એની ઉપર બરાબર ઢાંકીયે (ઘાસ ઢાંકે છે) હવે આવો, બહાર ઘાસની મોટી ગંજી પડેલી છે તેમાંથી ઢગલો ઉંચકી લાવ્યે.

(બને જણા બહાર જાય છે તેટલા ભમતો ભુત અને ખટલો આવે છે. તેઓ કેકુને ખુરસી સુધાં ઉપાડી લે છે અને બીજી ખુરસી મુકી તે પર ટકયા ગોઠવી તે ઉપર ઘાસ પાથરી જાય છે. દોલુ અને ધનજી આવે છે અને તેઓ તે ખુરસી ઉપર વધુ ઘાસ બીછાવીને સળગાવી દે છે.)

ડ્રોપ



## અંક ૩ જો

### દેખાવ ૧ લો.

### સરદાર રતનશાહનું ઘર,

[ એક ઓરડો. રતનશાહ અને ડાકટર દાખલ થાય છે ]

**રતનશાહ**—તમે તો ખુબ મુસાફરી કીધી ડાકટર.

**ડાકટર**—એ તો તીરથબી કીધા ને સવારથબી કીધી. મુસાફરી બી કીધી ને યુરોપ અમેરીકાની ઓસપીટલનો અનુભવ બી મેળવ્યો. હું જાનીને ઘનો ખુસી છેઉં કે, તમારાં ધનીઆનીની તબીયત ઘણી સારી ચાલેછ.

**રતનશાહ**—સારી તો ચાલેછ પન એના દીલની ગમગીની ગેઇ નથી, ૧૬-૧૭ વરસ વહી ગીયા પણ આગલો બનાવ ઘડી ભરબી ભુલતી નથી.

**ડાકટર**—હવે બન્યુ તે બન્યું. આટલા વરસ વહી ગીયાં તે કઇબી

આસા રાખી સકાયજ નહી.

**રતનશાહુ**—હું બી તે સમજું છે ને એબી તે સમજે છ. પન મન માનતું નથી તે સું કર્યે ! વરી હમના હમના એક નવી પીડા ઉભી થઇ છ

**ડાકટર**—વરી તે સું ? મને જનાવવામાં કાંઇ વાંધો છે ?

**રતનશાહુ**—હું તમને કહું છ; બીજા કોઇને કેહવું નહી. કોઇ જાને તો મને વહેમી બાયલો સમજે અથવા ઘરડે ઘરડપન ઘેલો થઇ ગયલો ધારે. મારો ધનજી બી એ વાત નથી જાનતો ને મારી બઇરીનબી મેં એ વાત નથી કેહી. કોઇ મારાં ઘરમાં ભુત ભમતો હોય તેવું મને લાગે છ.

**ડાકટર**—(હસીને) એ સું બનવા જોગ છે ? ભુત ! તમારા ઘરમાં ! એવું તમે પોતે માનો છ ?

**રતનશાહુ**—હું એ માનતો નથી પણ નજરે જોયલું સું છે તે સમજતોબી નથી.

**ડાકટર**—તમે નજરે જોયું ? સું જોયું !

**રતનશાહુ**—મારા ઘરમાં કોઇ સફેદ ઓલાને હું ફરતો જોઉં છ. બે ત્રણ વાર મેં મારી નજરે જોયો.

**ડાકટર**—ને તે ભુત ઉતો !

**રતનશાહુ**—કોન જાને ! કોઇ ચોરબી હોય.

**ડાકટર**—ચોર હોય એમ તમે સા પરથી કેહોછ !

**રતનશાહુ**—મારી તીજોરી ઘના ઉંચા મેકરની છે. એમાંથી કોઇ દહારેબી એક દોહડયું ગીયું નથી. પન આજે સવારે મને માલમ પડયું કે પાંચ હજાર રૂપીયા ગુમ થયા છ.

**ડાકટર**—તાહરે પોલીસને ખબર આપો.

**રતનશાહુ**—હમના નહી. પોલીસને ખબર તો આપું પણ એક બાબતથી અટકું છ. મારા મરનાર દોસ્તનો દીકરો જાલ મારા ઘરમાં રહેલો છે. તે નાવારસ છે અને મે મારા દોસ્તને તેના મરણના બીછાણાપર કબુલાત આપેલી છે કે જાલને મારા બચ્ચાની માફક જાળવસને ઉધારસ.

**ડાકટર**—ત્યારે તે જાલે ચોરી કીધી ?

**રતનશાહુ**—મને જરા રતી શક છે. એ જાલતો ડાહયો લાગેછ કે દરરોજ હું જોઉછં કે મારા બંગલાના બગીચામાં છેક દુર ભીંત આગે

જઇને ધંકલા ખાધા કરેછ. તેજ જગાએ તે સફેદ ઓળાનેબી મેં બેવાર ભમતો જોયો હતો. કદાચ એ બેઉ મળેલાં હોય સાથે ચોરી કરતાં હોય. મેં જાલને પુછ્યું કે તું અહીં શું કરેછ તો કહેજે હું તો મોગરાના જાડ ઉપર ગુલાબના ફુલ ઉઘાડવાનો અખત્રો કરૂં છ. મારો વીચાર એવો છે કે પહેલા આ ભુતનાને જાલના ચેનચાળા બરાબર તપાસવા.

**ડાકટર**—એ કામમાં હું તમોને મદદ આપું !

**રતનશાહ**—તમો આપશો !

**ડાકટર**—બેશક આપસ. મને એવું કાંઈ કામ કરવાનો નાનપનથી જ શોખ છે.

**રતનશાહ**—તમે મદદ કેમ આપસો !

**ડાકટર**—તમે બધી વાત મને કેહો, આપણે છટકું માંડશું. પહેલા મને તમારી તીજોરી દેખારો.

**રતનશાહ**—આવો, મારા સુવાના ઓરડામાં.

[ બને જાય છે, બીજી તરફથી ધનજી અને દોલુ આવે છે. ]

**દોલુ**—કેવું અજબ જેવું ! બુઢોતો જીવતો જાગતો દેવ જેવો બેઠેલો છે.

**ધનજી**—કોઇ આપુને છુપેથી હેરાન તો નહી કરતું હોય? મેં મારા હાથે મોટા સેઠના પાનીના કુંજામાં નાગનું જેર નાખેલું. મેં ખાત્રી કરવા પહેલાં થોડેક પાણીમાં જેર ભેલીને કુતરાંને પાયલુંને કુતરૂં તપ દેતું મરી ગયું. પન મોટા સેઠપર અસર થઇ નહીં રાતના મોટા સેઠે પાની પીધુંને મેં ધારયું કે મોતની ચુંગાલ એના ગલાં પર બેઠી, પન કઇજ નહીં.

**દોલુ**—ડોસાનું હોજરૂં પથરનું તો નહી હોય !

**ધનજી**—મને તો લાગે છ કે જહાં છે તહાં કોઇ આપણી ઉપર રેપુ છે.

**દોલુ**—પન રેપુ હોય તે બધું જાને કેમ ?

**ધનજી**—જો સાંભર. રાતના કોઇ સફેદ ઓળો કુજા આગલ ભમતો મેં જોયો. વળી મધરાતના તીજોરીમાંથી રૂપીયા મેં કહાડી લીધા તહારેબી મેં તે ઓલાને પસાર થતો દીઠો. તું માનસેબી નહીં, જહારે આપરે પેલાને બાલી નાંખીયો તહારેબી તેજ ઓલો દુરથી પસાર થયો.

**દોલુ**—એ.બો સફેદ ઉતો વારૂં ? ભુત જેવો ઉતો ?

ધનજી—હા. તેવોજ ઉનો. આજે ૧૩-૧૪ વરસ થયાં અવાર નવાર એને હું જોઉં છુ ને મને લાગે છ કે મારી બધી બાજી એજ સફેદ ઓળો ઉંધી વાલે છ. નાહ્લી નાહ્લી મારી યુકતીઓ એ ઉંધી વાલતો તો તે ધુલ નાખીતી. પન હવે—

દોલુ—તહારે એ સફેદ ઓળો કઇ નહીં પન ભુત છે. તમારી ઉપર એ ખીજવાયલો હોસે, ( ધ્રુજે છે )

ધનજી—કેમ ! એમ ધ્રુજવા કેમ પરયો ?

દોલુ—વાઘની સાથે લરવાને હું બીહું નહીં, ખુનીની છરી સામે હું હઠું નહીં, પન ભુ-ભુ તને જોઇ હું બીહકીન બાયલો બની જાઉ છ. પેલી તમારી લગનની સરટીફીકેટ:—

ધનજી—હા--હા--, તે કહાં છે ? તું લાયો કે !

દોલુ—કાયા ચુલાહમાંથી લાઉં ! એ ભુતજ લેઇને નાસી ગીયો.

ધનજી—એ સું બકે છ !

દોલુ—કસમ ખાઇને કેહવું છ કે તેમજ થયું પેસલાના દગલાના પડમાથી અસલ સરટીફીકેટ ઉખેડી લીધી ને તમે આપેલી નકલ તેમાં સીવી લીધી ને અસલ સરટીફીકેટ ટોપીમાં મુકીકે ભુત લઇને નાઠો.

ધનજી—ખરેખર ?

દોલુ—હા; મેં નજરે ભુતને જોયો. મારૂં લોહી થંભ થઇ ગીયુ મારાં રૂંવે રૂવાં ઉભાં થયાં.

ધનજી—સુરતની બહારના ગામના લોકબી કહેછ કે એ ભુતને, અવારનવાર ભટકતો તે લોક જોયછ.

દોલુ—હા, સઉ કોઇ કહેછ કે અહીંથી ગામડામાં આપરાં પાલી લુહારનું ઘેર છેની ! તેનાથી થોડેક દુર એક પીંપલાનું જાર છે ને તાંહ એ ભુતનું ઠાનક છે. લોકો તે જાર આગળ માનતા ચહરાવેછ તો લોકનું કામ પાર પરેછ.

ધનજી—તો હેની આપરેબી કંઈ માનતા સુનતા કરે. મરઘો મરઘાં રમતાં મુક ને નહીં તો બકરો કાપ.

દોલુ—જેવની સેઠ, મોટાની મોટી વાત ને નાલ્લાની નાલી વાત. તમારી મોટી વાત છે તે મરઘો બકરો ચાલે નહી.

ધનજી—તહારે ભેંસ કાપ,

દોલુ—જાનવરનો ભોગ નહીં ચાલે.

ધનજી—તહારે કોનનો !

દોલુ—મનસનો.

ધનજી—માણુસનો !

દોલુ—હા-ને તેબી ખુબસુરત જવાન કુંવારી છોકરીનો.

ધનજી--તે કહાંથી લાવસું !

દોલુ--છાતી ધાડી કરો હીમત ધરો . કેંથી બી સોધી કહાડસું.

ધનજી—માનસો ભોગ ! અરરર છાતી ચાલશે કેમ ? ભોગ આપસે કોન ?

દોલુ--હું આપસ, હું લોહી રેડસ, હું ગલું કાપસ.

ધનજી—તુ કાપસે ? તારી છાતી ચાલશે !

દોલુ—એક સું ? એકોટેરને કાપી નાખું. એમાં બીહાવાનું સું છે ? એમાં તો મજાહ છે.

ધનજી—પન છોકરી--

દોલુ--મારા ધ્યાનમાં છે. પેલા પાલી લોહારની દીકરી હીરાં.

ધનજી--હીરાં-હીરાં !

દોલુ—હા. છેબી સોહામની. ધટમદાર ? એના સુવાલાં ગલાં પર છરી ફેરવતાં હાથને ગીલી ગીલી લાગસે.

ધનજી--નહીં-નહીં-નહીં એ છોકરીનું નામ ના દેતો ; એ છોકરી-ની આંખ તરફ આંખ ઉચકીને મારાથી જેવાતું નથી: જાને તે આંખ મને છુપો ઠપકો દેતી હોય, કાંઇ કીધેલાં પાપની યાદ આપતી હોય, બુરો રસ્તો છોડવાની બસારત કરતી હોય એવી એની આંખ મને લાગેછ. નહીં-નહીં, એ છોકરીને ઇજા ના કર.

દોલુ—જો એ છોકરીની આંખ એવીજ હોય, તો એને મારગમાંથી દુર કાને વધારે કારન છે. એ છોકરીનો ભોગ આપવાથી ભુત રાજી થશે ને તમોને એ હેરાન કરતી દુર થશે.

**ધનજી**--નહીં દોલુ, એ છોકરીને હેરાન ના કરતો. મારા પેટમાં કઇ ઉઠલ પાઠલ થાય છ.

**દોલુ**--પન એ છોકરી દુખી ને હેરાન કહાંથી થશે ! એતો સુખી થસે. ભુતને જે ભોગ ચહરે તે સીધુ બહેસતમાં જાય.

**ધનજી**--કોઇ બીજી છોકરી નહીં મળે !

**દોલુ**--નહી-એજ. જો સેઠ તમે કબુલ નહી કરસો તો મને તમારી સાથનો સંબંધ છોરવો પરસે. હું તમારા ભલાને માટે પછારા મારૂં છ ! મને એમાં સું લાભ! જો એક વાર ભુત તમારી ઉપર ખુસી થયો તો તમારી આગળ કારૂનનો ખજાનો આવી પડ્યો એમ સમજજો. અમન ચમન કરસો ને ભલો અફલાતુંન તમારી આગલ હાથ જોરીને ઉભો રહેસે.

**ધનજી**—મને ના લલચાવ-ના લલચાવ. એ છોકરીને હેરાન કર. વાના વિચારથીજ મારૂ કલેજુ કાટરાઇ જાય છ.

**દોલુ**--એ હીરાં કંઇ તમારા બાપ કાકાની દીકરી થાય છ ? કલે-જું કોટરાઇ જાય છ તો તે ફેંકી દેઇ તેને બદલે પથર મુકો. લાગ હાથમાં આવેલો છે, તે છોડસો તો પશતાતા રહેસો ., કહી દેવો, ડાહ્યા થાવો-- ભલાં કામમા ઘીલ સાની ?

**ધનજી**---પન પુત લેવા જતાં ખસમ ખોહવાનું તો નહીં થાય !

**દોલુ**—દાટેલું ધન મેળવવા તે પર બેઠેલા નાગને મારવાની આ વાત છે.

**ધનજી**—જા તારે ગમે તે કર. હું કબુલ છેઉં. નામરદીથી પાપ કરતાં દીલમાં શું થતું હોસે તેનો આજે મને ખ્યાલ આવેછ.

( જાયછે )

**દોલુ**—વાહ-વાહ રંગ છે ! ગોરા ચટમદાર ગલાં પર છરી ફેરવસ, મારાં મહોડાં પર તાજું ગરમ લોહી છાંતસ, હાથ મહોડું તેમાં ધોવસ આહો ! મજાહ છે ! મજાહ છે !



# દેખાવ બીજો.



## એક ખેતર.



પાલી અને ડાકટર આવે છે.

**પાલી**--પન બાપા તમે ભુતનું ઠ.નક જોવા માંગો તે તમારે કાંઇ માનતા ચહરાવવાની છે ?

**ડાકટર**--મને એવી ચીજને જોવાનો શોખ છે. તું મને ભુતનું ઠાનક દુરથી દેખારજે.

**પાલી**--એ છક્કા અરધા ગાઉને છેટે પલને આવેલું છે. રાતની વેળા તો લોક તીકા નીહ જાય જો બાપા ?

**ડાકટર**-રાતની વખને કાંય નહી જાય ?

**પાલી**—રાતના તીકા ભુત ભટકતો રહે. હું એબી એક વાર જોયલો.

**ડાકટર**—તે કેવો હતો ?

**પાલી**--લાંબો હોરતયાં જેવો. ઉજરો પુની જેવો. અને ઉજરૂં કપરૂં ઉંરીયા કરતું હોયની-તેવો.

**ડાકટર**--દરરોજ રાતના તાંહ દેખાયછ ?

**પાલી**-- હોવે. રાતના બાર હેંક તે આવીને બેહે ને લોક કીએ કે કાચ્ચાં અરધાં બટકાં ખાઇ જાય.

**ડાકટર**--એ શું માનવા જોગ છે ?

**પાલી**--લે-તમે તો માનતા બી નીહ મોસે. અરે મરઘાં બકરાં શું ? બળદયું હોય બક્કદયું-તો તેની દપ કરતો કાચુંને કાચું ગરપ કરી જાય.

**ડાકટર**—તેં તારી નજરે ભુતને બકરાં મેંઢાં ખાતાં જોયોછ ?

**પાલી**—નજરે નીહ જોયલું તો કાને હાંભરેલું તો ખરૂં ! લોક કીએ તે ખોટું બોહે કે !

**ડાકટર**--હોસે-બા. હું માનતો નથી, તેમ તારી સાથે તકરાર બી કરતો નથી. આજે રાતે મને તું તે ઠાનક દેખાડવા આવ ?

**પાલી**--રાતે ! નારે બાપા રાતે તો નીહ આઉં, મારૂં કાલજુ તો અવરાંથી ડહરતું છે.

**ડાકટર**—પન હું તારી સાથે છેઉં કની ! તુ મને દુરથી ઠાનક બસ દેખાડજે.

**પાલી**—મારે પરખે રેહો ! મને મુકીને નાહી તો નીહ જાઓ ?

**ડાકટર**—નહી. મારો બોલ આપુ છ; મારો જીવ જસે તો ભલે પન તુંને અલવલ પુગવા નહી દેવસ.

**પલી**—તીયારે તમે મારાં જુપરામાં રાતે હાત વાગે મલજો. હું તમને તે જગાએ લી જાવા. પન બાપ મને હંભાલજો હો.

**ડાકટર**—ચીંતા ના કર, સાહેબજી, હું રાતના સાત વાગે આવસ.

( જાયછે )

**પાલી**—એ હુધરેલા જાંગલા ભુત ભમાટાની વાતને અહી ક્હારતા છે પયન ભુતને જોહે તીયારે પગ ગેરીયા રમવા માંડહે. ઉંબી એક નારીયલ લીને જાવા ને ભુત આવહે તો નારીએલ આપીને કેહવા કે બાપુ મને જવા દે.

[ જાય છે. બીજી તરફ તરથી ભુત, પટલો અને કેકુ આવે છે]

**કેકુ**—એ ધનજી એ મને મારી નાખવાની કોશેસ કાંય કીધી હોસે ! મેં એનુ કાઇ દહારે નુકસાન તો કીધું નથી.

**ભ૦ભુ**—( પનલાના કાનમાં ) યાદ રાખજે ! હમણા ખુલાસાનો એક હરફ બી કહેતો. ના,

**કેકુ**—તમે કોન છેઓ ! મને તમે બચાવ્યો માટે મને કેહો કે તમે કોન છો કે જેથી હું તમારો આભાર માનું તમારા—

**સ૦સો**—સબર; મેં તુને બચાવ્યો તેમાં તુંને ફાયદો થયો કે ગેર ફાયદો?

**કેકુ**—બેશક ફાયદો થયો.

**ભ૦ભુ**—ત્યારે હું તુને એમ કેહું કે હાલ તરત એ સઘળો ખુલાસો નહી કરવામાં બી ફાયદોજ થસે તો તું માનસે કે !

**કેકુ**—અલબતનાં માનસ.

ભં૦ભુ—ત્યારે થોભી જા, ધનજીને એવોજ ખ્યાલ બાંધવા દે કે તુને એ મારી નાંખી સકયોછ. આવતી કાલે તમે લોક કઈ નવુંજ જોસો, ને મારાં બધા કામની કદર બુજસો.

કેકુ—જેવો તમારો હુકમ. મારા બાવાજી જ્યારે આએ બધું જાનસે ત્યારે-

ભં૦ભુ—બાવાજી-કોન બાવાજી !

કેકુ—પેસ્તનજી !

સ૦ઓ—બેટા કેકુ તું જે જાને છ તે હું જાનું છ-બલકે તેથી વધારે જાનુંછ. એટલુંજ યાદ રાખજે કે જે માનસ હમના ધરતી માથે લેઈ રહયો છ પાપમાં ડુબી રહયો છ તેને પકડી ઠેકાને લાવવાની મારી કોસેસ છે. તે ખુદાને અને મોતને ભુલી ગીયોછ પન તેને દેખાડસું કે ગમે તે કરસે તોબી આ જગમાં તો બેજાન થશે, સીકંદર બનસે તો લોખંડની જમીન સોનાનું આસમાન થસે. દુવા ગુજારો કે આપણી આશા ફલે, નેકીને નેક બદલો મલે. ભલાંઓનાં સંકટ ટળે.

[બને—આમીન ! આમીન !

( બુતની બને બાજુએ બને જણા ગુટણપર પડી તેના હાથને ચુમી લે છે !)



## દેખાવ ત્રીજો.



જંગલ

[ મોટાં ઝાડ હેઠલ ઓટલો. કોડીયાનો દીવો બળે છે, પથર ઉપર સફેદ ચાદરમાં લપેટેલી હીરાંને સુવાડેલી છે. ધનજી અને દોલુ ઉભલા છે.]

ધનજી--બેહોસ થયલી છે, દુન્યાદારીની બીચારીને ખબર નથી. આએ કરતુક કેમ માફ થસે ?

દોલી--માફ થઇ ચુકયું. આ કામમાં ખુદરતે પોતેજ મદદ આપુંને આપીછ. જો કુદરત મદદ નહીં આપવાની હોતે તો આજે રાતે પાલી લુહાર પોતાનાં કાંઇ કામસર બહારજતે નહીં. આપરો રસ્તો ખુલ્લો થતે નહીં. આએ છોકરીને ઉંચકી લાવવાનો આપુને લાગ મલતે નહીં.

ધનજી--આહા ! કેવો મધુર મીઠો ચહેરો છે. કેવી સોહામની સુરત ! હું ભર ઉંઘમાં પડેલી હોય તેવી સુતી છ. એને તું મારસે ? એની આવી કોમલ નાજુક ગરદન તું કાપસે ?

દોલુ—એ સું બાઇરાંની કાની રડનાગાનલો લેઇ બેઠાછ સેઠ ? માનસ જીવ્યું સા કાજ ? મરવાને કાજેજ કની !

ધનજી—પન આવી રીતે મરવા સારૂ ?

દોલુ—હીલેસે રાજી ને બહાને મોત.

ધનજી—કુદરતી મોત જુદું છે. કમોતે મારવું જુદી વત છે.

દોલુ—કુદરતના હોકમ થાયછ તહાંજ કમોતે માનસ મરેછ. મુગા રેહો-એ હુસ્યાર થાય છ.

હીરાં—( હુશીયાર થતાં ) બાવા-મારા બાવાજી-મારૂં માથું ઘનું દુખે છ- ( ધનજીનો હાથ પકડીને ) મારા બાવા મને પાની આપો-તરસ ઘની લાગીછ.

ધનજી—એ મને બાપ કહે છ. જે દીકરી થઇને આવે તેનું ગળું હું કાપું ? હેઇ છે-હ્યાનત છે. નહીં-નહીં-એમ થસે નહીં; હું થવા દેવસ નહીં.

દોલુ—સેઠજી. હમના સુધી તો સરમ રાખીને તમોને સેઠ સેઠ કેહીને ઇજ્જત જાળવી, પન હવે સરમ ઇજ્જત હું કઇ રાખવાનો નથી. જો મારાં કામની વચ્ચે આવસો તો પહેલાં તમારાં ગળાંમાં છરી ચલાવી દેવસ ને પછી એનું ગળું કાપી નાખસ. એ સું ? લોહી જોવાની, ગલું રહેંસવાની. મારા બળતાં મહોડાં પર એનું લોહી છાંટવાની મારી બધી આસા સું હું છોરી બેસું ? નહીં. લોહી રેડસ --તમો વચે આવસો તો મારીને દાટી દેવસ-પછી આએ છોકરીને કાપી એનું લોહી ચાટી લેવસ

હીરાં—(અરધી બેહોસીમાં)મને પાની આપો, મારી છાતી ગુંગળાઇ જાય છ.

ધનજી—તારી છાતી ગુંગલઇજાય છ, પન મારી છાતીમાં શું થાયછ ?

દોલુ—હીચકારો છે--તું બીહકન બકરૂં છે હઠ-વચમાંથી; એને પાણીની તરસ લાગીછ, તો મને લોહીની તરસ લાગીછ, તારી છાતીમાં લાગણી ગુંગળાયછ, તો મારી છાતીમાં,જનુન ઉભરાયછ.

ધનજી—નહી--નહીં; તે પહેલાં મારાં ગલામાં છરી માર–મારી આંખ ફોડી નાંખ-મને એને મરતી દેખાદ ના – એની કલપાત સંભળાવ ના, મને રીબાવ ના–મને દેખાડ ના દઝાડ ના.

દોલુ—હદ-હદ !

[ જટક મારી ધનજીને દોલુ બાજુએ ફેંકી દેછે અને છરી લઇ હીરાં તરફ ધસે છે. હીરાં ચીસ પાડે છે. ત્રણ બાજુએથી બટલો, ફકુ અને બુટ સત્રગા સફેદ સાલ્યામાં દોડી આવેછે તેમને જેઇને ધનજુ અને દોલુ નાસી જાયછે. ]

(ટાબલો)

## દેખાવ ૪ થો.

એક રસ્તો.

[ જાલ અને મહેરાં આવેછે.

મહેરાં—રે સુકરવાને ખાસા સતાવે
સતાવી મુજને મારે
ઓ મારા દુલારા, ઓ પ્યારા, ના મારો
દિલબર તું, ખુશ કરતું ના કરતું મરૂં હું જાન.
મોહબતોનો દાવ
હીમ્મતે રચાવ
પ્યારા માહરા આવ
જાન મારા કસમ
દિલબર તુંજ દિલ જાન છે. માન.

જાલ—હવે તો એમ નાસો ગોસો રમતાં હું કંતાળી ગીયો. જો તારી મરજી મારી સાથે લગન કરવાની હોય તો તારી માયને કેહી કાંય નહીં દેતી?

મહેરાં—તમે માટીડાઓ પ્યાર મહોબતની બાબતમાં એવા બુબખ કાંય બનતા હાશો? એવી વાત તે કઇ મારાંથી મારાં માયને કહેવાય? તુંજ આવીને મારાં માયને સમજાવ-

જાલ—નહીં રે બા; તારી માયનો મીજાજ જોઇનેજ હું તો બીચેલી ઉંદરડીની ફાની નાઠી જાઉંછ.

મહેરાં—જોયું કેની ! આપણે માટીડાઓની હુસયારીનો બીજો નમુનો. તમે માટીડાઓ જવાંર્દ લખાણુ કરોછ તહારે તો જાને કે કેવાક બહાદુર તં-ડવઈયા હોવો તેવા ને સંસારમાં તો બીહીકન બાયલા. હરવાવારે ! ઇરાન એમ છતસો કે !

જાલ—પન તારાં માયે મને કોઇ દહાડે જોયો બી નથી ને ઓળખતી બી નથી ને જઈને ઉભો રેહું ને કહેવું કે છ તમારી દીકરી સાથે પનાવું ને તારી માય ખાસડું કહાડીને મારે તો ? બગીચાની દીવાલ આગલ એમ આપરે મળયેછ ને મહોબત કરીયેછ પન તેથી જીવ ધરાતો નથી. મારા મુરબી રતનસાહ સરદારે મને પુછયું કે એમ દીવાલ આગલ સાનો ચેકલા ખાયછ તે મેં કહયું કે આએ મોંઘરાના જાડ પર આગ્મ ગુલાબને ઉધાડવાનો અખત્રો કરૂં છ.

મહેરાં—ને મારાં માયે મને પુછયું કે તું એમ દીવાલ આગલ સુ ફાંફાં મારેછ તહારે મેં કહયું કે મારૂં માનીતું બકરૂં બાંધેલુ છે તે બીહકન બાયલું છે તેને કીમતવાન સીંહ બનાવવાની કોશેશ કરૂં છ.

જાલ—હા-બા આપરે એક વાતમાં બીહકન છેઇયે. તારાં માયને જેને. ઉંછ કે સાત કોસ દુર નાસુંછ.

મહેરાં—ને મારી માયનેબી એક ધખારો બેસી ગીયોછ. તેવન બસ એમજ ધારેછ કે પારકા છોકરાઓ સાથે મારે વાતચીત કરવીજ નહીં. જો કોઇ પારકા જવાન સાથે હું હરૂં ફરૂં કે વાત ચીત કરૂં તો મને તેના દેખતાંજ ધમકાવે ને પેલા જવાનને હરૂત બેહોરમત કરી નાંખે ને લાગ આવે તો છત્રીએ છત્રીએ ફટકાવી બી કહાડે.

જાલ—ઓ મારા બાપ રે ? તહારે મને તહારી સાથે જોય તો મારે, ખરદો બેવડ કરે ખરાં કે ?

મહેરાં—અરે તું ધભરાના. આપુને કોઇ વાર મારા માય સાથે જોે તો હું અરાવી દેવસ કે એતો મારી સહી પીરોજાનો ભાઇ થાય છ, મ સહી પીલાં સાથે મારો ભાઈ બેજન અદરાયલો છે ને પીલાં પર માય ઘનાં

ખુસી છે તે તુને જોસે તો કસુ બોલસે નહીં (સામે જોઇને) અરરરર..નખોદ મારાં માયજી પોતેજ આવેછ. હુસીયારી રાખજે હું બીહીતો ના.

**જાલ**—હવે કેમ કરૂં ? નાસી જાઉં ? બુઢીના હાથમાં તો છત્રી બી છે. ભર રસ્તામાં જપેટી કહાડસે તો ?

**મહેરાં**—સ્તુપીડ જેવો માંટીડો થયોછ હું બઇરી જેવી બીહીતી નથી ને તું માટીડો બીહેછ.

**જાલ**—અરે પન માટીડાંની કમબખતી છેની ?

**મહેરાં**—બસ-તું મુંગોજ ઉભો રહેજે. હું જે કહું તે પાનછેયું હીલવ્યા કરજે.

(મહેરાંની માતા ખરશેદબાઈ આવેછે)

**મહેરાં**—ઓ માયજી, તમે બી ફરવા આયાં કે ? હું તમુને જોઇને ઘની ખુસી થઇ

**ખરશેદબાઈ**—ઉભી રહે ! ખુશી સાની થાય છ ! હું કઇ ફરવા બરવા આવી નથી. એ આગે ચાની મલઇ જેવો એકપઇ કોન છે ?

**જાલ**--(મનમાં) સરૂઆતમાં સરપાવ તો સારો મલેછ.

**મહેરાં**--એવન તો મારી સહી પીરોજાના ભાઇ થાયછ તમારી સાથે હું એવનને ઓરખાન કરાવવાનીજ ઉતી

**જાલ**—(માથુ ખુબ ધુનાવીને) જી-જી- ખરી વાત છે.

**ખરશેદબાઇ**—પીલાંનો ભઇ ? એ વરી ભઇ કહાંથી નીકલી આયો ? પીલાંના ભઇને મેં તો કોઈ દહારે જોયોજ નથી.

**મહેરાં**—તે એવન મુંબઇમાં નોકરી કરેછ ને થોડા દહારા રજા પર સુરત આયાછ. એવનનું નામ જાલભઇ છે.

**જાલ**—(ખુબ માથુ ધુનાવી) જી-જી-ખરી વાત છે.

**ખરશેદબાઇ**—હું એમ છે. તહારે તો કઇ નહીં. બાકી કોઇ પારકો હોતે તો હમના હું તેની ખબર લેઇ લેતે. હમના કોઇની મોટર ગારી આ મરા બંગલા આગલથી પસાર થઇ ને મારૂં હીરા જેવું બટક તેની નીચે કચરઇ ગીયું. તહારથી મારો જીવ એવો ઉકરી આયોછ કે કોઇ પર ખાર કહારીને પીતો ખાલી કરૂં.

**જાલ**—( મનમાં ) રખેને પીતો ખાલી કરવા મારી પોટલી સેરવી મો. ( માથુ ધુનવીને , જી-જી-ખરી વાતછે. (મોટે) બચા જાલ, સપડાયો તો ખુરદોજ થવાનો હો.

**મહેરાં**—ત્હારે માયજી સાથે આવોછ કે અમે જહ્યે ?

**ખરશેદબાઈ**—ઓ વાય, જહ્યે કહાં ? લે આએ લેસનો નમુનો છે. સાંયેની દુકાનમાંથી બે ગજ ને ચાર તસુ નમુના પરમાને લેઇ આવ. જા, હું તેટલા જાલભાઇ સાથે દુખ સુખની વાત કરસ.

**મહેરાં**— વારૂજી,

**જાલ**—અરે યાર તું મને એખલો મુકીને કહાં જાયછ ? મને સાથે લેતી જા અરરર–આએ તો જને વાઘનના પીંજરાંમાં બેઠો હોવ તેવું મને તો લાગેછ.

**મહેરાં**—તું બસ માયજીને છાપરે ચહડાવ્યા કરજે, હું ઓય આવુંછ. હીમત રાખ ( જાયછે ).

**જાલ**—(મનમાં) છાપરે ચહડાવ્યા કરૂં ને છાપરા પરથી બુઢી નીચે મારશે તો ?

**ખરશેદબાઇ**—તમારાં માય શું કરેચ બા ?

**જાલ**—દુવા કરેછ-(મનમા) ને મારી દવા થાયછ

**ખરશેદબાઈ**--તે આજે તમારાં માય ભીખાઇજી બહાર કાંય નહીં નીકરયાં ? તેવનને તો ફરવાનો ઘનો સોખ છે.

**જાલ**--(મનમાં) મરાં માયનું નામ ભીખાઇજી–યાદ રાખવાનું. (મોટે) જી તેવણુમા પગે આજે જરા વાઇ થઇછ તે ઘેરમાંજ છે.

**ખરશેદબાઇ**--વાઇ થઇછ. મરેરે આજે સવારે તો મને એવન મારકીટ પર મલયાં તાં તે એકા એક એમ સું થયું ?

**જાલ**--મારકીટ પરજ જી વાઇ થઇ આવી.

**ખરશેદબાઈ**—ને તમારાં નાલ્લાં બેહન સું કરેછ ?

**જાલ** - (મનમાં) બુઢી તો અલઓલાદની ખબર કહાડે છ (મોટે) મારી નાલ્લી બહેન પરીન બી સારી પેઠે છે.

**ખરશેદબાઇ**—પરીન ? તેનું નામ તો દીનુ ઉતુંની ?

**જાલ**—જી નામ તો દીનુ છે રે પન ઘની ખુબસુરત પરી જેવી છે તેથી હું ખાસ પરીન કેહું છ.

**ખરશેદબાઇ** –ખુબસુરત ? બીચારી તો સાંમળી છે ને [illegible] બોલોછ !

જાલ—તે છ મને સાંમળો રંગ વધારે ગમે. (મનેમાં જેમ બોલુંછ તેમ પકડાવુંછ. મહેરાં કહારે આવસે ?

ખરશેદબાઇ—તમે મુંબઇમાં શું નોકરી કરોછો ?

જાલ—જી–મકુજે–મક– મકઈ હોરાનોં વેપાર કરેછ.

ખરશેદબાઇ—મકઇ હોરાનો ?

જાલ—એટલે જી મોતીના–વેપારીઓ એમજ કહે.

ખરશેદબાઇ—તે વેપારીઓની મોતીને વરે કઇ જાતનની ભાસા હોસે–

જાલ—એમજ છે એમજ છેજી તમે ધના ચંચલ છેઓ જી.

( મહેરાં આવે છે )

મહેરાં—લેઓ માયજી, આએ તમારી લેસ. ( જાલને ) કેમ રંગ કેવો છે !

જાલ—મારું મોહડું જેની–રંગ બધો ઉડી ગીયોછ ને. તારી માય તો મારાં બેસ કુટબની જડતી લેવા બેઠીછ –મારી પીરોજા બહેન છે તે ઉપારાત દીનુંબી બેહેન છે ને કેરી મારી બાપઇજી કરીને માયબી દેખું.

મહેરાં—તું બધું હાજર કહેજે.

જાલ—અરે હારે–ડોકું ધુનવતાં માથું બી ધધની આયું.

ખરશેદબાઇ—ચાલો છોકરંઓ ઘરે જઇએ. જાલભઇ તમેબી ઘેરે આવોને ચાહ પીને જજો.

જાલ—નહી જી માફ કરોછ–હું તોં ઘેર જઇનેજ ચાહ પીવસ.

ખરશેદબાઇ—હવે ઘેરે જતાં મોડું થસે અમારી સાથજ ચાલો.

જાલ—નહીંજી મોરું સાનું થાય ! દસ મીનીટમાં ઘેર પુગી જવસ.

ખરશેદબાઇ—તમારું ઘરતો છેક બે માઇલ પર છે તે દશ મીનીટમાં ચાલીને જશો !

જાલ—તે જી અહીં કસરત ને એકસરસાઇસ નથી મલતી તે હું દોરીને ઘેર જવાનો વીચાર રાખુ છ. (મનમાં ) એ પીરામાં હું કહાં પરીયો ! [illegible] પીકોં છોરતીજ નથી.

ખરશેદબાઇ—નહીં નહીં એમ બહોસ ના કરો, બાંહસીલાં છોકરાં [illegible] નહી ગમે જો.

[ જાયછે ]

**મહેરાં**--(જાલને) ચાલની; હવે તું બી અમથો ચીઓ થતો. ઘેર એખલાં. પરસું તો મજાહથી વાત કરસું.

**જાલ**--ચાલો બાપુ ચાલો. ખુદા સરમ આબરૂ રાખે. એવું જાનતે તો ઘેરથી ગોદરાં દીલપર બાંધી નેજ આવતે, કે બુઠીના ઝપેટા લાગે નહીં.

[ મહેરાં જાલને ગાતી ઘસડી જાય છે.

ચાલો ધનજીરે, ચેચી ધનીજીરે. લ્યો આવી બનીજી
ચાલોજી ઝપાટે ખબરલે સપાટે
બકરૂં તું નાહનું ડરેછે તું સાનુ ત્યાં જાલ વનીજી
બોલો ખરીવાત હાજી ખરી વાત.



## દેખાવ ૫ મો.



### ગામડાંનો એક રસ્તો.

[પેસતનજી ગાતો આવે છે ]

દિલથી બદકામ કરેજો
પાપોથી જામ ભરેજો
ફેજે પોહચાડે તે કીરતાર
કીધાં પામશો
નીતાને જો હાથે ધરોને
ચાલે તું ખુદાથી ડરીને
આવે તેનો સારો જો અંજામ
ખરો પામશો
નેકીને આધારે ચાલુ
મીનોઇ દિલેથી પાલું.
રહીને સાચો ગુલફામ.

**પેસતનજી**—એ જવાનીનો રંગ ઢંગ છે. જહાં મલી તાડી તહ છોડી ગાડી. કેકુ દીકરો મુંબઈ વેપારે ગીયો તે નહીં મળે કાગળ કે ન મળે પતર પન ધનજીનો વાયદો ગેઇ કાલનો પુરો થઇ ગીયો. એ મવલા

પંચી આપુને નાચ નચાવેછ પન મારે તો પરવરદેગારને મહોડું દેખાડ વાનું છે, અને તેથી ઇનસાફથી કામ લેવાની મારી ફરજ છે. હવે જઇને રતનસાહ શેઠને આએ ભાઇની બધી તવારીખ કહું અને આએ સરટીફીકેટ (દગલાના પડમાં સીવેલી સરટીફીકેટ તપાસીને) તેવણુને દેખાડું.

( જાય છ, ખટલો આવે છે.)

**ખટલો**— શુકર તે હકતાલાના હજારો હજાર. ચઉડ વરસપર હું કાણુ ઉતો તે હમના કોન થઇ ગીયો. બદમાશી બદફેલીના ગારમાંથી નીકલી નેકીના મારગપર ચાલવાની મોજ કાંઇ ન્યારી છે. આહ ! કેવી નીરાંતે ઉંઘ આવેછ, કેવો જીવને સંતોસ વલેછ.

( દોલુ ફાટેલાં કપડાં સાથે આવે છે, તેના હાથ અને મહોડું લોહીથી ખરડાયલાં છે.)

**દોલુ**—કહાં છે ! લોહી કહાં છે ? છરી કહાં છે !

**ખટલો**—( મનમાં ) દોલુ ! મારો આગલો સાથી ! એના આવા હાલ ! ખુન કરી આથો છે કે ઘેલો થયોછ ?

**દોલુ**—લોહી-લોહી મને લોહી દેખાડો ! ખલખલતું ગરમ-ગરમ લોહી મારાં મોહડાં પર છાંટો. આહા ! ગળું કાપી નાખું ટોતો પીસી નાખું-પાણી નહીં જોઇતું નહીં નહીં-લોહી આપો. જો દયા આવતી હોય તો કાઇનું ગળું મારે હાથે કાપા દેવો. બકરું, મેઢું, ગાય, માનસ કઇબી કઇબી કાપવા આપો.

**ખટલો**—તોબાહ ! તોબાહ બીચારો ! ઘેલો થઇ ગીયોછ.

**દોલુ**—(ખટલોને જોઇને તેને) મેં છરી ઉંચકી, ગોરાં ગોલ ગલાં પર છરી ફેરવા હું ધસ્યો, તેટલાં ભુત આયો, છરી પડી ગેઇ હું નાસી ગીયો. મારી મારી બધી આસા ઉમેદ ઉંધી વલી ગઇ.

**ખટલો**—દોલુ-દોલુ, આએ તારા સું હાલ ! જરા ધીરો થા જરા મનને શાંત કર.

**દોલુ**—નથી કીધું—કાઇનું ખુન હજુ નથી કીધું. ખુન કરતે તો મારો હાલ આવો થતે નહીં. તહારે તો હું ખુશ મીજાજી મોજીલો બનતે.

**ખટલો**—પન આએ તારા હાથ પગને મોહડાં પર લોહીના બધા દાઘ સા વરે પડયા !

દોલુ—(હાથ જોઈને) હાથ છે! દાગને સું આમ લગારેછ! એથી સું સબવારો મળે! તે છોકરીનું ગળું કાપને ને લોહીની ધાર મારાં ગોઢડા પર ફુટતે તારે કરાર વળતે. ગીયો! લોહી રેડવા નો લાગ બસ ગીયો. મેં ખીજવાતમાં ને લોહી જોવાની ઉમેદમાં મારા હાથ કરદી ખાધાછ. જો મારા હાથનાં માંસના રેસા દાતમાં ભરાયલા છે. ઓહ કોઇને મારી નાખુંરે કોઇને કાપી નાંખું.

ખટલો—બુરી કારકીરદીનો અંજામ આએ છે, બુડી નીયતનો સરંજામ આએ છે, પાપી જીંદગીનું ઇનામ આએ છે.

દોલુ—ભોગ ચહડાવવા ગેયલો ને નાસીપાસ થઇ પાછો આયો. તુ ખટલો છેકે?

ખટલો—હા-હા-હું ખટલો છેઉં. તું મને ઓરખેછ કની!

દોલુ—ખટલા, આગલી દોસ્તીની યાદમાં એક દયા કરસે! એક મહેરબાની કરસે!

ખટલો—હા હા બોલની સુ છે! જરા જીવ ઠેરવીને મને કહે-સું જોઇયેછ!

દોલુ—મનુ પોથ બંધ લોહી જહાં વહેતું હોય તહાં મને લેઇજા.

ખટલો—તું આવ મારી સાથે, જરા આસાયસ લે, જરા સુઇજા.

દોલુ—સુવાથી મને આસાયસ નહીં મલે, દોરતો ફરૂં, અફડાવુ ઝીખાવું તોજ ચેન પડે. મને ઠરીને બેસવા ગમતું નથી, મારી આખની કીકી ડબાઇ ગેઇ છે. આંખમા બધી લોહીની છારી બંધાઇ ગેઇછ.

ખટલો—(મનમાં) ધારતીની નીસાની માટે લાલ રોશનીનો પ્રકાશ છે. ઘેલાપનાના અંધકાર અગાઉ સાંજનો રતાસ છે. (મોટે) જરા તુને પાની પાઉં—

દોલુ—પાની જોઇને મને કમકમાટ ઉપજે છે. મને લોહી દેખાડ ખોબલી ભરીને મારાં મોહરાં પર લોહી છાંટ

ખટલો—વારૂં એમ તો એમ-આવ મારી સાથે.

દોલુ—દેખારસે; લોહી દેખારસે! હજાર હજાર હું તને દુવા દેરસ

ખટલો—આવ મારી સાથે આવ-(મનમાં) બુરાઇનો બદલો ખરે બુરાઈ છે, પન ઘેલાપના કરતાં મોતને સાત ભલાઇ છે. બુરા મન

સમજદારીની જાગતી જોત બક્ષ, ઘેલાપણું બક્ષવા અમાડે બસે કોઇને મોત બક્ષ.

**દાસુ**—ચાલ મને લોડી દેખાર-તે જોતાં મારાં દીલના કંપારી તુટશે. મારા છવને રાહાત, મનને કરાર વળશે.

( બને જાય છે. ડાકટર અને પાલી આવે છે. )

**પાલી**—મારૂં જીવનું તો અકારૂં ઝેર જેવું થઇ ગીયું બાપા. મારા દીકરી બે દી થીવા ગીસે નીહ તેથી મુને તો ઘેલાપનું લાગેલું.

**ડાકટર**—પન તુંજ કહેછે કે તારી દીકરો તરફથી તુને ચીઠી મલીછ તે.

**પાલી**—ઢોરે તે લખની છે કે ડે હસામત છું, તમે ફકર કરતા રહે. પચન જવાન નાની છોકરી, કહું હમજે નીહ, તે હમ એકલી અતુલી ગેઈ કાહા. આહે ! ત રાતે તમારો બાહને લીધે ઉં તમુને જંગલ મહી ભુતનું થાનક દીખરાવવા આયવો ને ઘેર જઇને જાઉં તો મારો હીરાં નીહ મીલે. પછી હવારે ચીઠી મલેલી. બાપા, મારી દીકરી મુને નીહ મલહે તો ઉંતો મરી જવા. આ ભુતનું થાનક ઉંએ તમોને દેખરાવલું તે ભુત મારા ઉપર છેરાયલો ને મારા પોરીને ભુત ઉઠાવી ગીયલો.

**ડાકટર**—તારી દીકરી સલામતજ હોસે, તું બીહીના; આપરે પોલીસને ખબર આપસું.

**પાલી**—અર રાખોરે ! પેલો ભુત આવતો છે. આઇરે મારા બાપ, કેવો છે ! નાહોરે નાહો !

**ડાકટર**—સબર—ઉભો રહે—આપરે એના ચેન ચાલા જોઇએ.

**પાલી**—અરે ચેન ચાલા જોતાં ચતની કરીને ચોલી લાખખે. પછી ચેન જોયા ને ઉંદર જોયા.

( ભુત આવે છે. )

**ભ૦ભુ**—ઓહો ! પેના ડાકટર સાહેબ મને પકડવા આવી લાગવા છ. એ સંતાઇને પાલી સાથે ઉભેલો છે, પણ આજે એના હાથમાં પકડાવાનીજ મારી ખાસ મતલબ છે તેની એને સું ખબર હોય ! ( કેશી આવે છે ) કેશી, હું તારીજ વાટ જોઉંછ જો મને કોઇ પકડી જાય તો ધભરાતો ના, ગડબડ કરતો ના તરતજ તું આપરા ગુફા.માં જજે ને તાંહથી હીરાને ને ખાનસાને લેમને સરદાર રતનશાહને બંગલે આવજે. મારી તાંહ મુલાકાત

થસે-સઉ ખુલાસોબી થઈ જસે. મારી ત્રંકમાંથી નવી સાડી પહેરાવીને હીરાંને લાવજે.

પાલી—પેલા પોયરા હાથે એ ભુત કંઇ વાત કરતો છે. આપુને તો કંભરાતુંબી નીહ મીલે.

ડાકટર—હુંબી સાંભળવાને ઇંતેજાર છઉં પણ એક હરફ પકડાતો નથી.

ફેકી—પન કોઈ તમુને પકડી કાંય જાય !

ભ૦ભુ—મારે લગતા સઘળા ભરમમાં એબી એક ભરમ છે. હીરાંને સંભાળીને લાવજે-એ, તેને અલવલ નહી પુગે.

ફેકી—એ ચેતવની આપવાની જરૂરજ સું છે ! અમારા વચ્ચે કેવી લાગણી છે તે તમો તો જાની ચુકયાંછ.

ભ૦ભુ—ફેકુ એ કોનની છોકરીછે તે તું બરાબર હજુ જાનતો નથી ને-

ફેકી—તે જાનવાની જરૂર બી નથી. એ પોતે કોન છે તેજ જાનવાનું પુરતું છે. અમારે માથે તમો આશીરવાદનો હાથ મુકી ચુકયાંછ—અમારા પ્રેમના પજરનના આતશને તમો ફુંકી ચુકયાછ.

પાલી—જોયું કે બાપા ! પેલા પોયરાને ભુત ખાઇ જવા માગતો ઓહે, ને પોયરો બીચારો કાલાવાલા કરતો છે.

ડાકટર—ચુપ-ચુપ. ભરમતો કાંઇ જુદો લાગેછ. નખોદ ગીયું કંઇ સંભરાતુબી નથી, ને આએ નકામો બક બક કરેછ.

ભ૦ભુ—એ છોકરીનો બાપ કદાચ તારો દુશમન હોસે—તારાં લોહીનો તરસ્યો હોશે.

ફેકુ—એ છોકરી પોતે તો મારી દુસમેન નથી ! એનો બાપ દુસમેન હોસે તો હું તેનો દોસ્ત બનસ. તેને મારો ગુનાહ કીધી હોસે તો હું તેની માફી માંગસ, તેણે મારૂં કામ બગાડયું હોસે તો હું તેનું સુધારી આપસ.

ભ૦ભુ—શાબાશ !

[ડાકટર અને પાલી બહાર આવે છે]

ડાકટર—સબર કરો—તમે લોક કોન છેઓ ! એકદમ કેહી દેઓ.

પાલી—(ડા૦ને) અરે બાપા ધમે વાત ના કર રે ના કર. નહિ તમુને ને મુને એક ભુક મહી ભુત ખાઇ જાહે.

**ભ૦ભુ**—તમે ડા૦ મીનીચોર છેઓ ? મને પકડવા આવેલા છેઓ !

**પાલી**—એવું કે ! ભુત તો બધુ જાનતો દેખું.

**ડાકટર**—હા, એજ મારી મતલબ છે, હું તુને પકડવા માંગુછ.

**ફેકુ**—તે કઇ રસ્તામાં પરયા હોસે કે પકરી જસો. હાથ તો લગારો પછી જોવો કે તમારાં ડાચાંનો સું હાલ અવતાર થઈ જાયછ તે.

**ડાકટર**—ભાઇ, તમે બાજુ થઇ જાઓ: આએ કરપીન માનસ જે ભુતનો દેખાવ કરી ચોરી લુટફાટ કરી ધુતમ ધાતમ ચલાવેછ તેને પકડીને કેજે પુગાડવાની આપણી ફરજ છે.

**ફેકુ**—ઓ ડાકટર, દવાખાનામાં જઇને જોલાબના પડીકાં બાંધો, ફરજ ઉતારવા આયાછ તો વીમોબી ઉતરાવીને આયાછ કે ! તમે ઘનાની દવાઇ કીધી હોસે પન હવે તમારાં હાડકાંની દવાઇ કોઇ બીમને નહીં કરવી પડે. આએ મારા સાથીને હાથ લગાડવા અગાઉ ખુદાની દયા માંગી રાખજે—બઇરીને કહેજે કે ચીતલ ખીલા પર તાંગી રાખજે.

**ભ૦ભુ**—( ફેકુને ) મારી વાત તું ભુલી ગયો કે ! મને એ લોક પકડી જશે પન મને હેરાન કરસે નહીં. ( ડા. ને ) ડાકટર સાહેબ, હું તમારે તાબે છેઉં.

**ડાકટર**—ચાલો ત્યારે, મારી ગાડી અહીં નજદીકમાંજ છે તેમાં બેસીને આપરે જઇસું.

**ભ૦ભુ**—સરદાર રતનશાહને બંગલે જઇસું !

**ડાકટર**—એબી તું જાને છ એબી ઠીકજ છે. ચાલ પાલી ત્યારે એને લઇ જઇયે.

**પાલી**—નારે બાપા. ભુત હાથે ગારી મહી બેહઇયે ને એ તરાપ મારીને ગરબ કરે તો ?

**ભ૦ભુ**—નાહી ના, પાલી લુહાર, ડર ના. તુંને આએ ડાકટર સંભાલસે, એ નહીં તો તારી નેકી તુને જરૂર જાલવસે.

**ડાકટર**—હવે બધી લાહેરી લતરાજ છોરી દેયોની, ચાલોની. હવે તારી ભટાઇ ધુતાઇ કહાડી નાંખસ, આએ જુટ ભમાતાનો પરદો બી ચીરી નાંખસ; આએ માનતા સુનતાનો કીસ્સો હું તમામ કરૂં તો ખરો—ભુતને મારનાર તરીકે નામ કરૂં તો ખરો.

ભઠભુ—જેહનું કાનનું નામ થાય છે—કાનનું કામ થાય છે—હવે જોસો દુખ્યા દીલનો ખરો ગમ શું છે—મારો ભેદ શું છે ભરમ શું છે.

( ત્રણે જાય છે )

કેકુ—અજબ જેવું છે. આએ ભમતો ભુત બધી રીતે ભેદ ભરેલી હીલચાલ દેખાડેછે એની હરેક રીત ભાતમાં મેં તો ભલાઇ જોઇછે એની વાતચીતમાં નેક શાહનુમાઇ જોઇછે—ભલા એની નેકી પર હું તો કુરબાન છેઉં, એને કહવું તે કરસ હું તાબેગો ફરમાન છેઉં.

કરૂં દિલથી ખરી હું દુઆઓરે.
ચાહું એને પ્રીતથી.
હતો હું આપ દુખોના સંતાપમાં.
નહિ મને લોકે જાંખીને જોયો રે.
મલ્યો સાચી પ્રીતીનો આ બાપ રે.
દુખો મારાં પોતે સમજીને રોયો રે.

---

## દેખાવ. ૬ ઠો.

### ખરશેદબાઇનું ઘર.

[ ગુલાં બેઠેલી છે—ગાય છે. ]

મને શાંતી છે તું વ્હાલા પ્યારમાં,
પ્રેમે ઘેલા કીધી મને એ વિચારમાં.
તુજ વાલી છે, આ મુજ સંસારમા.
પ્રીતી સાચી વહી છે. ભોળી નારમા.
મારી દુન્યા છે પુરી તારા દીદારમાં.

ગુલા—માયજી ને મહેરાં કોણ જાને કહારે આવશે ! ગીયાંછ તેનુ ઠેકાનુંજ નહિ મલે. સરદાર રતનસાહને તાંહ જવાનું છે તે મોડું થઇ જશે.

( પીરોજા આવે છે. )

પીરોજા—ગુલા તું કઇ આજે ઠઠેરો કરીને બેઠી છ ! કેઠે વાની છે કે !

**ગુલા**—હારે જમવા જવાનું છે. પીરોજા, તુંને ખબર કની અમારી પડોશના બંગલાવાળા સરદાર રતનસાહની આજે સાલગરી છે તે અમોને બધાંને જમવા તેડયાં છ. મારી બહેન મહેરાં, મારો ભઈ બેજન, ને હું કરીને જવાના છેઇયે.

**પીરોજા**—ને હુંબી તાંહજ જાઉંછ. તેરૂં સાત વાગેનું છે ને હજુ તો છ વાગાછ તે મહું જે તુંને મળાનેજ જાઉં.

**ગુલા**—મને મળવા આવી કે કોઈ બીજાને સોધવા આવી ?

**પીરોજા**—ઓ વાય, વરી એ સું ધનક માંડયાંછ.

**ગુલા**—જોના, મારો ભઈ બેજનબી કહેતો તો કે પીરોજાબી આવે તો મજાહ પરે. જમવા બેસશું તહારે તારી ને બેજનની ખુરસી પાસે પાસે મંડાવસું. તું ચીંતા ના કરતી.

**પીરોજા**—ચલ-ચલ ગાંડી ના થા.

**ગુલા**—પન તું જાનેછ કે ! બગીચામાં દરરોજ લયલા મજનુંનો નાટક થાયછ જો. પાસેના રતનશાહ સરદારનો ખાનગી સેક્રેટરી મીં જાલભાઇ કરીને છે તેને મારી બહેન મહેરાં પર જાલ નાંખીછ.

**પીરોજા**—તહારે તો તુંને જોવાની ગમત થતી હોસે.

**ગુલા**—હા. ઘરમાં તારો ને બેજનનો ફારસ જોવું છ ને બગીચામાં મહેરાં ને જાલનો નાટક જોઉંછ.

[ખરશેદ બાઇ, મહેરાં અને જાલ આવે છે.]

**ખરશેદબાઇ**—લેવો પીરોજા, તમારા ભઈનેબી હું ખાસ કરીને તેરતી લાવી છ. તમે બધાં સાથેજ જજો.

[પોતે પેટીમાં લેસ મુકવામાં રોકાય છે.]

**પીરોજા**—મારો ભઈ ? વરી મારો ભઈ કહાંથી આયો !

**મહેરાં**—તું બધું હાજ કહેજે. એ તો હું એવનને લેઇ આવીછ ને આયજી છેરાય નહીં કરીને છાંટી દીધુંછ કે એવન તારા ભઈ થાય.

**પીરોજા**—બલા જાનેરે—એમ ગરે કાંય પરતી હોસે ?

**ગુલા**—મેં તુંને કહયું તે આએ સપરપુરા જાલભાઇ. તું હાજ ની. મારી બહેનનો લવર તે જાને તારો ભઇ. એમાં ખોટું સું છે ! તું મારી ભોજાઇ ને એ તારો નરનવઇ.

**પીરોજા**—એમ ? તાહરેતો વતી ગમત પરસે. ભઇ તો ભઇ પન ભઇજી બરડા પર મુકવાનું પલાસતર તૈયાર કરી રાંખજ્ને. ડાસાં જાનસે તો દાદર પરથી ગબરાવી દેસે હો.

**જાલ**—મને તો મારી કુદીને તમારો ભઇ બનાવ્યોછ . તમે બેઉ મારો બચાવ કરજ્ને હ ! કાંઇ લાકડી છત્રી હોયતે તો ઉંચી મુકજ્ને.

**ગુલા**—અરે મારી બેહનના ભનીસના માટીજી, તમે કઇ બીહતાના. પાસેજ દવાખાનું છે. તમુંને માયજી ફટકાવસે તો હું દોરતી જઇને ડાકટરને તેરી લાવસ.

**પીરોજા**—ને મને તતકાલીક ઉપાય કરતાં આવરેછ ને તમારા જખમ પર એવા પાટા બાંધશ કે તમેબી ખુશ થઇ જસો.

**મહેરાં**—ને હું મોટાં માયના હાથ નીચે સીખેલી છેઉં ને ડીયર તુંને સેક પોટ કરસ.

(ત્રણે હસેછે)

**જાલ**—મારા પેટમાં ઉકરી કુકરી થાયછ ને આએ દુકનીઓને ખીખી ખાખા કરવાનું સુજ પરેછ.

**ખરશેદબાઇ**—બા જાલભઇ બેહનને મલો ભેટોની. એમ દુરના દુર પારકા પરાયા હોય તેમ ઉભા શું રહેયા ? જાઓ કોટીકરો, ચુમી લેવો, એમ ભઇ બહેન એકએકથી લોકઇ રાખે તે મને નહીં ગમે જો.

**જાલ**—જી-જી-હાજી મલુંછ જી.

[ જાલ પીરોજાને કોટી કરવા જાય છે પીરોજા આનાકાની કરે છે. મહેરાં અને ગુલ રમુજ લઇ હસે છે. ખરશેદબાઇ કામમાં રોકાય છે. જાલ પીલાંના કમાલ પર ચુમી લે છે તેટલાં બેજન આવે છે. ]

**બેજન**—હેં ! વરી આએ કોન ! મારી પીલાંને ચુમી લેછ ! એઇ તું કોન છે ! મારી પીલાંને ચુમી લેનારો તું કોન !

**જાલ**—નહીંરેજી-નહીંરેજી-એતોજી-હુંતોજી—

**બેજન**—એ તો જી-ને તુ તોજી કઇ ચાલવાનું નથી, તારૂં બાંજી નાંખસ. તારી માશુકને હું ચુમી લેઉંતો તુંને કેવું લાગે ?

**પીરોજા**—અરે લેની—આએ આપરી મહેરાં એની માસુક છે. પાંચ પંદર ચુમી લો, કાઇને વાંધો નથી.

તારાદિલના ઉમંગને વધાર એક કીસી લઇ
આપો ખુસીથી દાંત પીસી દઇ દાંત પીસી દઇ

**ગુલાં** { શરમાને ને ખટકે ઝટકુ આ ચાલને
**પીજા** { ઘેલી શું સમજે વ્હાલાના વ્હાલને
**બેજન** [ લીસી ચામડા પર કીસી થઇ ત ખાસી ગઇ
**પીરોજા** [ જાનની બોલો ભરથાર તું કાંએ ખાસી ગઇ.

**મહેરાં**—હવે તું કાય આટો બાફિછ! એમ આવ હુ તુંને સમજાવું.

[દુર જઇ બાઇ બહેન વાત કરેછ.

**જાલ**—અચ્ચા જાલ, બુઢીજ ઘોડે નથી ચહડી. આએ વલી કાઇ બાલેજ નીકળી આયોછ. જીવતો સલામત ઘેર જાઉં તો વડાવાના પુન નડે. એક તરફ જનુની કુતરા બીજી તરફ ચેડી ત્રણ કાગરી, ત્રીજી તરફ ઉભીજ એલી દાકણ જેવી વાંદરી—તો પછી છેવટે છે પુરે પુરી કમબખતી આપરી.

**બેજન**—એમ છે! તહાંરે તો ફકર નહીં. હું બી એ નાટકમાં ભાગ લેઉંછ. મી૰ જાલભાઇ. તમોને મુબારકબાદી આપુછ ને તમોને ફતેહ ઇછુંછ.

**ગુલાં**—હવે તમુને માયછી ફટકાવસે તો ભઇ તમુને કડ પુર બેસાડીને ઇસપીતાલમાં લઇ જસે. હવે નચો ત રહેજો.

**પીરોજા**—ને ઇસપીટાલની નર્સ મારી સહી છે તે તેને કહેવસ તો તમારી બરાબર સારવાર કરસે.

**બેજન**—તે દાદર પરતો ગલીચો બીછાવ્યોછ તે તમુને ગબડાવી દેસે તો ઘનું લાગસે નહીં હ

**જાલ**—બધાં સબ્યારો તો સારો અપોછ. ઠેકયુ-ઠેંકયું.

**મહેરા**--નહીં ડીયર, તુંને હેરાન થવા નહીં દેવસ.

[ખરશેદબાઇ આવે છે]

**ખરશેદબાઈ**—લે ચાલો, છોકરાંઓ હવે તમે જાઓની. રતનશાહ તાંહથી હમના પાછું માનસ આવી ગીયું ને તમુને બધાને બોલાવેછ.

**બેજન**—હા ચાલો ચાલો.

**ખરશેદબાઇ**—આ જાલભઇ અહીં આવ્યા કરજે હં—માયજીને દુવા કહેજે, આવજે હં મરૂં.

**જાલ**—ચાલો-કસાઇ વાડેથી ગાય છુટી.

[સઘળાં જાય છે]

**ખરશેદબાઇ**—મજેનો છોકરો છે રીત ભાતમી ઘની સારી છે. દે. ખાતમાં બી સોભીતો છે. મારી મહેરાં સાથે ગોઠવઇ જાય કની તો નચીંત થઇ જાઉં.

[ભીખાઇજી આવેછે]

**ખરશેદબાઇ**—આવો-આવો ભીખઇજી માય કહાંથી આયાં ?

**ભીખાઇજી**—તમારાં સહેરમાંથી. ઘેરમાં કાઇ નથી ને જીસરઇ પીલાં તો રતનસાહ સરદારને ઘેર જમવા ગેઇ છ તે ઘેરમાં સોહવાયું નહીં તે ગારી જોસાવીને તમુનેજ મળવા આવીછ.

**ખરશેદબાઇ**—સારૂં થયું આવાં તો. તમારો પગ કેમ છે ?

**ભીખાઇજી**—ઠીક છે (મનમાં) પગને સું થયુંછ ? એમ પગ વાંકાં ચુકા કરૂં છ તેથી પુછતી હોસે.

**ખરશેદબાઇ**—તે પછી પગની કઇ દવાઇ કીધી કે ?

**ભીખાઇજી**—(મનમાં)ઓવારી પગની દવાઇ કરવાની-જે રાંડ ઘરે પ. ખોરેછ તે (મોટે) હવે દવાઇ બવાઇને આગ લગારો. બીજી વાત કરો માય. ઘરમાં સઉ સારી પેઠે છે કે !

**ખરશેદબાઇ**—તમારી દીકરી પીરોજા અહીંજ આવીતી ને બધાં હમનાજ રતનસાને ઘેર ગીયાંછ. તમારો દીકરો જાલબી આયેતો.

**ભીખાઇજી**—મારો દીકરો ?

**ખરશેદબાઇ**—તમે અજબ થતાં હોસો. મને તો લાગેછ કે મારી દીકરી મહેરાં ને તમારો દીકરો જાલ-છે તે કરીને તમે સમજ્યા કની ?

**ભીખાઇજી**—પન માય ખરસેદબઇ મારો દીકરો તો—

**ખરશેદબાઇ**—હારે માય ઘેર સોભે તેવોછે. જીવતો રહે. તમારો કરો તે મારે મનસે મારો દીકરો.

ભીખાઈજી—(મનમાં) ટાસીનું એજ્જું તો નથી ભોલી ગીયું ?
(મોટે) હું એમ કહેતીતીકે મારી દીકરી પીરોજાને તો તમારા દીકરા બેજન સાથે અટરાતીછ, પન મારો દીકરો—

ખરશેદબાઈ—તે માય આપરે સારૂં પારૂં કરશું. હું દીકરી આપીને દીકરો લેવસ ને તમે દીકરો આપીને દીકરી લેજો.

ભીખાઈજી—( મનમાં ) મરેરે મુઈ તો બોલવાજ નથી દેતી. ( મોટે ) પન તમે દીકરો દીકરો શું કર્યા કરો છ જો.

ખરસેદબાઇ—ઓ વોય ! તમે એમ વાંધો કહારસો તો હું પીરોજાને બેજનનું કાજ તોરી નાંખીસ. અમે કઇ નાંગાં ભુખ્યાં છેઇયે ! જો વાત લાય છ તે ! નકી કરવું હોય તો ધસીધામાને કેહી દેવોનો કે નથી કરવું. બધી જનાઓજ પોતાની દીકરીઓને પનાવવા કહારે ને દીકરાનું નામ કહારે તે છછનો પરે એ શું. !

ભીખાઇજી—અરે પન તમે કાંએ તતરશીખાં પરોછ ? મારો દીકરો તો છેજ નહીં. મારી તો બે દીકરી પીરોજા ને દીનું.

ખરશેદબાઇ—અરે મરેરે ! ફીટ રે માય ! તહારે આએ દુકતો મારાં ઘેરમાં ધુસી આયોછ તે કોન !

ભીખાઇજી:—કોઇનો દુકતો આયોછ. !

ખરશેદજીબાઇ:—હારે માય કહેજે હું તો ભીખાઇજીના દીકરો થાઉં તે મારા માયને પગે વાઇ થઇ છ તે અરી ગીયાં છ-

ભીખાઇજી—અરેની એની માય માસી હોય તે. જો મુઓ ગરો પખોરવા આયો તે, મુઓ ચોટો કેહેનો.

ખરશેદબાઈ—ને તમારી દીકરી પીરોજાબી તેને કોટી કરતીતી ને ચુમી લેતીતી.

ભીખાઇજી:—મરેરે મરે હવે કેમ કરૂં ? કોઇ વનો લફંગો હોસે.

ખરશેદબાઇ—લાગેછજ લફંગો પોસાગીર જેવો.

ભીખાઇજી— એ લોક ગીયાં કહાં ?

ખરશેદબાઈ—રતનસાહુને ઘેર ગીયાં છ. તે મુઓ ચોરબી તહાંજ છ. ચાલો, આપરે તાંહ જઇને તેનો ફજેતો કર્યે. જો મુઓ મારા ...માં પેઠો પર્યો તે.

**ભીખાઇજી**--હા ચાલો ચાલો.
ચાલો ચાલો કુદી પાક દેવા,
નડીયે જેર થઇને પડીયે ઘેર જઇને.
લડીયે વેર લઇને=ટાંર.
જો મુવા દુકતાઓ કેવા ચાલાક છે,
દુકની એવી મુઇઓના ખુપરા કે નાક છે.
ચાલો લેયે ખબર એ ઓહાકની,
મુવાને જાને ખબર નથી મારાં ધાકની.
ચાલો ચાલો આપો ઇનામ ને ભઇને,
ધમાધમ દઇને.



## દેખાવ ૭ મો.

### સરદાર રતનશાહના બંગલાનું સણગારેલું દીવાનખાનું

( ધનજી આવે છે )

**ધનજી**—ધરડી ઘોડીને લાલ લગામ. આજે મારા જી ભરાયા કાકાજીની વરસગાંઠ છે. કુમલા કાકરી જેવા કાકા તેવણની એકસઠમી વરસ ગાંઠબી સું નહીં ઉગારે કે! એમ સગન નહીં કર્યે ને પછી ચપ કરતા ઘેરમાં છોકરીને બારણે ઓકરી બાંધી ને મરી જાય તો? મેં બી કાકાજીને તાડના ઝાડ પર ચહડાવી દીધા ને ચીંગો મીંગો થઇ ને કેહયું કે કાકાજી તમે છેઓ તો અમારૂં જીવતર છે ને પાંચ લોકમાં અમારી આબરૂ છે ચાલો હવે સોક સાક બધું મુકી દેવો ને ધામધુમથી વરસ ઉગારો. કાકાજી એક તો ઓલ્યા ગપ્પુ ને વલી પેલો ડાકટર અકલનો ડોહર ચતુરસ્થાઉં તે તેણે બી કહયું કે હા-હા વરસ ઉગારો; તે આજે વરસ ઉગ્યું. ( ગંભીર થઇને) પન બધું ભુલી જઇ, એપરવા બની, ડોંટ કેર કરવા મ... પન જીવ માનતો નથી. દોલી દેખાતોજ નથી, પેલી છોકરી છટકી ગ...

તહારથી નજર પડ્યોજ નથી, દોલી નીરાસ થઇને કુવામાં તો નહી પરયો હોય! ( હસીને ) છટ-છટ! દલગીર સાનુ થવાનુ! બધું ભુલી જવસ ને ખુસાલ મોજ કરતો રહેવસ. દોલી મરીબી ગીયો હોસે તો કહાં હરતાલ પરવાની છે! ને કંઇ મડલી એનું પુતલું ઉભું કરવાની સભા ભરવાની છે!

[ રતનશાહ આવે છે સઘળા નવાં કપડાં પહેરેલાં છે.

ધનજી—( મનમાં ) અરે વાહરે તારા લટકા ? જાને ચાંમોરાનો સેહ્યો. ટોપી તો એવી ઉભી છે—ચાર-કે હાથ ચવર ચવર થાય છ ( મોટે ) કાકાજી સાલ મુબારક, તમારાં વહાલાંઓને મુબારક, તમારાં વસીલાંને મુંબારક, તમારાં પ્યારાં પોતીકાને મુબારક, તમોને દોલતે મુબારક, સુખ સંપજે મુબારક, સુખી રહેજો કાકાજી ( મનમાં ) ને ચાહરમ અસતમ જલદી બનાવજે.

રતનાહ—ઠંકયુ દીકરા. તારા ભલા લાગણી માટે હુ તારો આભાર માનુ છ.

ધનજી--તમારી બધી ઉમેદ આસા હોય તે પુરી પડજો કાકાજી, ( મનમાં ) ને મારી ઉમેદ આસા પુરી પાડવા હવે જલદી શવાવો કાકાજી. મોટે ) કાકાજી મે તમારે માટે મુબારકબાદીનો એક કવીતા લખી છ, હોકમ હોય તો વાંચી સંભળાવુ.

રતનશાઃ—વાહ દીકરા ધન, તાહરે તુબી રાજકવી બની ગાઓ. વાંચની વાંચની જરા સાંભલયે તો ખરા.

ધનજી—( વાંચે છે ).

સુખમાં રહો બેશુમાર દોલત વાપડી,
નામ મેળવો કરો પ્રજાની ચાકરી,
( મનમાં )--હવે ઉઠાગરી કરો. જલદી જાઓ ખાપરી,
કે બનાવું તમારી મલીડો ને પાપરી.
( મોટે )—આરામ સાથે હમેશાં તમે જગમાં ફરો,
કીરતી સાથ અમ્મર હયાં નામ તમ કરો,
( મનમાં )—દયા કરી હવે તમે જલદી મરો,
મને મોજયાં આપવા આનપર ચહડો.

ખુશબખ્તી વધજો દીન પર દીન,
હોજો મુબારક સાલ,
જલદી ખાપરો—ઓ ખાંખરાજી,
સોંપી સેવકને માલ,
આ દુન્યાની સઘળી મોજો,
મળે સઉ ખુશ ખુશાલ,
અમ બન્ને છઇયે તઇયાર,
તમારા જીવના કાળ,

કોરસ
You are sexty-one to-day,
Sexty-one to day;
I wish that they may be more,
Higher and higher I wish you sore,
And happy happy may be your life,
Be prosperous and gay
He is a jolly good fellow,
Sixty-one to day.

સુખ સાંતીની રૂડી તસ્વાર,
હરદમ દીલમાં જડજો,
ઘડી કરજો તાકો જલદી,
દખમે જઇને પડજો,
ધન દોલતે રહીને ભરપુર,
હરદમ સુખથી ફરજો.
મુઆંને મળજો—જલદી મરજો.
માચડો ખાલી કરજો.

( કોરસ )

રતનશાહ—વાહ, વાહ, સાબાશ. આજે તારાં કાકીબા જરા હસ્યાં બોલ્યાં ને મેં સમ સોગન આપ્યા તે નવાં કપડાં પહેરીને અગ્યારીમાં ગીયાં.

ધનજી—એમજ થયું જોઇયે કાકાજી. સોકને ગમ ભુલે નહીં તો ખુ[illegible] બીજી કરજો માનસ બજાવે કેમ ? પન તમુંને ખબર કે કાકાજી, પ[illegible] પેસતનજી સુરતી પાછો આયોછ જો.

**રેતનશાહ**—હા મેં સાંભલયું, ધને વરસે આયો. આપુને હજુ મલવાબી નથી આયો. મારો તો ધનો જુનો ફ્રેંડ થાય જો.

**ધનજી**—અરે પન બીચારાનું ભેજું કહાં ઠેકાને છે કે મલવા આવે?

**રેતનશાહુ**—તે શું ઘેલો થઇ ગીયો છ ?

**ધનજી**—પુરે પુરો ઘેલો નથી થયો. બીચારાને કાંઈ અજબ ધખારો બેસી ગીયો છ. ગામમાં બધાંને ઘેર જાયછ ને બધાંને એમજ કહેછ કે તેં તો છુપાં લગન કીધાંછ તે હું જાનુ છ. બધાં સારાં નરસાં માનસને પકડતો ફરેછ ને તે એમજ કેહેતો ફરે છ. કોઈને કહેછ તું નસારીમાં પન્યો ને કોઈને કહે છ કે તું ચીનમાં પન્યો. ધુલ ધુમાસો લખેલાં કાગળનાં ચીઠરાં પાઘરીમાં, દગલાના પરમાં, બુટના[માજમમાં ખોસી રાખેછ ને બધાને દેખા- રે છ કે આએ લગનની સરટીફીકેટ છે.

**રેતનશાહ**—એમ ? બીચારાને એ સું ઘરડે ઘરડપન ઘેલું લાગુ હોસે ?

**ધનજી**—કોન જાને ? તે દહાડે કોઇ પારસીને ઘરે ગીયો ને તાંહ એવીજ કઇ વાત કીધી તે પારસીએ પેસલાને ધપો મારીને ધરમાંથી બહાર કહાડયો. અરે લેવો એવનજ આવે છ. વાત તો બધી ડાહી ડાહી કરસે જો, પન ધખારો આવેશે તહારે એવો જસે એલાર પોલર કે નહી ધડ કે નહી પુછડું.

( પેસતનજી આવે છે )

**રેતનશાહુ**—આવો આવો, પેસતનજીબા, આવો. સુરત આયા ને આપુને મલ્યા બી નહી. કહારે આયા ?

**પેસતનજી**—થોડા દહાડા થયા આયો સાહેબ. જલદી અવાયું નહીં તે માફ કરજો. પન આજે કંઇ સારૂં સારૂં છે કે ?

**ધનજી**—મારા કાકાજી સાહેબની આજે સાલગીરી છે. અમારે મનસે તો આજેજ જાને ખરો નરોજ ને ખરૂં નવું વરસ. તમે આયા તહારે તો જમીનેજ જજો.

**રેતનશાહુ**—હા-હા, આજે તુંને જમાડવા વગરે જવા નહી દેવુ પેસી. ના ના કહેતો જો.

**ધનજી**—( મનમાં ) તારે વરે એવું કોરૂં વેગનું સડાવી મુક્યુંછ ...ુ ખાઇને ધરાઇ જશે

**પેસતનજી**—તહારે પહેલાં તો હું તમને મુબારકબાદી આપું છ. ખુદા તમારા આવરદા લાંબા કરે ને તમારી ઉમેદ પુરી પાડે. એક ખાંનગી અને દુખભરી વાત તમુંને હું તો કહેવા આયોછ પન આજે સપરમો દહારે તે વાત છેરતાં મંને સંતાપ થાય છે.

**ધનજી**—( રતનજીના કાનમાં ) વરી બાચારો ગાયો, હવા પર. કોઈના લગનની વાત લેઇ આયો હોસે કાકાજી.

**રતનશાહ**—કેહો તો ખરા સું છે ? એમ ઓસકાવોના. સપરમો દહાડો હોય કે નહી પણ તાકીદનુ કામ પહેલાં કરી દેવું જોઇયે.

**પેસતનજી**—એક છુપાં લગનની કહાની તમારી આગલ કહેવાની છે.

**ધનજી**—(રતનશાને) જોયુંકની કાકાજી ? મેં કયુ તેજ થયું.

**રતનશાહ**—(મનમાં) રખેને નબાદ ગાયો મનેજ ગરે પરે. (મોટે) કોને છુપાં લગન કીધાં ? પેસતનજીબા ?

**પેસતનજી**—રતનજી સેઠ, આખી વાત તમે જાનશો તહાને દીલમાં કમકમશો. જેને ચાહોછ તેને ધીકારશો.

**રતનશાહ**—(ધનને) દીકરા, ધારતો તારી ઉપર આવાછ.

**ધનજી**—(રતનશાહને) એવુંજ લાગેછ કાકાજી, એને હડત કરીને કહાડી મુકો.

**રતનશાહ**—(ધનને)નહી નહીં જરા સાંભયે તો ખરા. (પેસીને) એવું તે પાપનું કામ કોને કીધુંછ ?

**પેસતનજી**—આએ તમારા ભત્રીજાએ, તમારો જે વારસ કહેવાયછ તેને-તમારા પાંસામાં પરોનાયલા સાંપે, તમારી ગોદમાં ગંઠાયલા નાગે.

**ધનજી**—એ પેસલા તારૂં મોહડું સંભાળજે. તારાં એવાં ઘેલાંપનાને ગામ લોક અખારા કરતાં હોશે, પન હું તેમ કરસ નહીં. જેને તેને એમ બદનામ કરેછ પન કોઇ દહારે હાડકાં ભાંજીને ઇસપીટલમાં જવું પરસે ને નહી તો મેડહાઉસ તો છેજ.

**પેસતનજી**--બેસ-બેસ ગુપચુપ બેસ, આબરૂ જાલવવી હોય તો બેસ, બેઇજત નહીં થવું હોય તો બેસ.

**રતનશાહ**—ધીરા પરો, પેસુબા, ધીરા પરો. તમુને એ સું ખખાડો બેસી ગીયો ! કોને છુપાં લગન કીધા ! કહાં કીધાં ? એબી કઇ ના... વાત છે કે એમ ચપોચપ લગન થઇ જાય, ને કોઇને ખબરબી નહીં પ...

**પેસતનજી**—તહારે મારી વાત શું તમે ખોટી માનો છ ?

**રતનશાહ**—ખરી માનવા જેવી વાત લાગતી નથી.

**ધનજી**—તદન ખોટી વાત છે. સારાં માનસની ઇજત લેછ, આબ રૂદાર માણુસને એબ લગાડેછ.

**પેસતનજી**—અરે એ સારા માનસને આબરૂના ભંડાર નાંખ ચાંપીને બેસી રેહ. હું સાબેત કરી આપસ કે એમ કહેવામાં પુરેપુરો આએ બંદો ખરો છે—જરા તપાસ તારાં મોહડાં પર. નાંખછે કે ખુપરો છે !

**ધનજી**—કાકાજી, આંવું એલફેલ આયે ઘેલો ગાવડી બોલ્યા કરે છ અને ...સત કરે છ ને તમે બધું સાંભલયા કરોછ ! એ શું જુલમની વાત છે !

**રતનશાહ**—(ધનને) ધીરો થા દીકરા; એમ ધખારાવારાં માનસને વધારે ખીજવયે નહીં, એને પટાવીને કામ લેવું જોઇએ. પેસીબા, એ તહોમત તમે મારા બત્રીજા ઉપર શું આધારે મુકોછ ?

**પેસતનજી**—વનો સારો સવાલ પુછયો શેઠજી. એક સાબેતી આએ રેહી. (દગલાનું પડ ઉખેડવા માંડેછે) એ પોયાંએ મથરાસમાં છુપાં લગન કીધલા ને તેની રેજીસ્ટર આફીસમાંથી સરટીફીકેટ મેળવેલી તે આએ રહી-મે વરસોથી જાલવી રાખીછ.

[રતનશાહને સરટીફીકેટ આપે છે.]

**ધનજી**—વરી એ શું ધુર ધુમાશો ચીત્રી લાયો !

**પેશતનજી**—એ તારી આબરૂનું ગાબરૂ છે.

**રતનશાહ**—પન આએ સરટીફીકેટ પર નામતો કોઇ જુદાનું છે. લગન કરનારા છોકરાનું નામતો કુકરાજી મરઘાજી બટકવાળા કરીને લખયું છે ને લગન કરનારી છોકરીનું નામ તો ખડક પડેલી મરઘીબાઇ કરીને લખ્યુંછ. થારી ધરનાર એક સાક્ષીનું નામ તો પોપટભાઇ કાકાટઉઆજી ને બીજાનું નામ ધુવડજી કાગડાજી ચીતર્યુંછ. વરી આસરવાદ સારનારના નામબી તેવાંજ છે. એક હાંસદદારૂ ટસ્કીદારૂ ને બીજો પેનશાદારૂ ગીર્નાફ્રાઉલદારૂ. એ સું મરઘાં બટકાંના લગન કીધલાંકે !

**પેસતનજી**—હેં ! એમ સું કરોછ ! નામ બરાબર વાંચોછ કે ...કરી કરોછ !

**રતનશાહ**—તે લેવોની તમેજ વાંચોની. ખરૂં છે કે મસ્કરી છે તે તમારી ખાત્રી કરોની.

( પેસતનજી સરટીફીકટ વાંચે છે )

**ધનજી**—(મનમાં) વાંચ તારા બાપનું કપ્પાલ.

[ ડાં૦ પાલી અને ભુત આવે છે ]

**ડોકટર**—લેયો સાહેબ, આએ તમારા ચોરને પકડી લાયોછ. ભમતા ભુતને નામે ભટકતું આએ માનસ. તમારાં ઘરમાંથી ચોરી કરનારૂ આએ માનસ. તમારી તીજોરી ફાડનારૂં આએ માનસ.

**ધનજી**—ભુત ! ભમતો ભુત !

**પાલી**—ધનજી હેઠ, તમે એની હોડ રખે જતા. ઉંહ તો આએ રહતે ધ્રુજી ધ્રુજીને મરી ગયેલો. આગલ જહો તો દપ દેતો ખાશે જાહે.

**ધનજી**—પાલી મને બીહક લાગે છ ? હું તો મારા ઓરડામાં જઈને ભરાઈ બેસુંછ. બધુ સમાધાન થાય તહારે મને તેરવા આવજે.

[ધનજી એક બારણા તરફ જાય છે જ્યાંથી કેકુ બહાર આવે છે.]

**ધનજી**—કોણ ? કેકુ ? જીવતો બાલી નાંખેલો જીવતો થઈને આયો ?

[બીજા બારણા તરફ દોડે છે જયાંથી હીરાં બહાર આવે છે અને સાડીની સોડમાં ઢાંકેલું મહોડું દેખાડે છે અને પાછું ઢાંકે છે.]

**ધનજી**—હીરાં ! હીરાં ! ભોગ ચહડાવેલો તે ?

[ત્રીજા બારણા તરફ દોડે છે જ્યાંથી ખટલો બહાર આવે છે.]

**ધનજી**—ખટલો—તું ! તું !

**રતનશાહ**—એ ધનજી એમ દોરતો કાંય ફરેછ ? તુંનેબી ઘેલાપનું લાગું કે ? કઈ સમજ નહીં પરતી ?

**ભુત**—હું સમજાવું સાહેબ; પહેલાં કહો કે આએ સરટીફીકટ શું ખોટી છે !

**પેસતનજી**—હા ખોટી છે. ખરી હતી તે કોઈ ચોરી ગયું.

**ભુત**—તે ચોરનાર હું છઉં.

**પાલી**—ભુત તો કેઠો બધેબધ હાથ મારો આવેલો દેખું. આપરૂં ગજવાં ખોટી હંભાલવા પરવાનાં.

**રતનશાહ**—તેં ચોરી ? કાંય ચોરી ?

ભુત—કારન કે ખરી સરટીફીકેટ સાથે મને વધારે કામ છે. લેવો આએ ખરી સરટીફીકેટ.

(આપેછે)

ધનજી—ઢોંગ છે ! આએ કાગલમાં કાંઇ કાવતરૂં છે.

[ધનજી તે કાગળ ઝુટવવા જાયછ પાલી અને પેસતનજી તેને અટકાવેછે.]

પાલી—અરે આપા કાગડને હાથ રખે લગારતા. એમાં કહીં ભુતે એવું કરી લાયખું ઓહે કે તમે મનીખના ધુવડ બની જાહો.

રતનશાહુ—ખરેખર, આએ સરટીફીકેટ ખુલ્લી ખરી છે. ધનજી તું કોઇ સુનાબાઇ નામની છોકરી સાથે ખરેખર પરનેલો છે. પેસતનજી, દોલુ ને ખટલો તેના સાકસી છે.

ડાકટર—હવે યાદ આવી. તે સુનઇ પોતાના મારીને સોધતી ૧૪ વરસની વાટ ઉપર સુરત આવીની ને મારે ઘેર રહીની ને પછી એકાએક ગુમ થઇ ગેઇની.

ધનજી—બધું મારી પર ટરકટ છે. પેસતનજીને ખટલો મળી ગીયા છ. દોલુ કહાં છે ? તે આવસે તો સઉને ખોટા પારસે.

(માણેક સીગન પોરીઓ આવે છે.)

માણેક—ભાડાંની ગાડી નહીં મળતી. હમનાજ જંગબારથી આયો-આએ બધું સરઘસ કહાંથી એકઠું થયું.

પેસતનજી—ઠીક થયું તું બી આયો તો. આએ એક વધુ સાકસી છે. બોલ માકા તેં મધરાસમાં ધનજી ને પેલી સુનાબાઇ વચેની દોસ્તી જોયલી કે ?

માણેકજી—અરે વરી લગન બી થયલાં. ધનજી શેઠ કંઇ છોકરાં બચ્ચાં થયાં કે ? છોકરાંની નબજોત કીધી તહારે તો ભુલી ગીયા પન લગન વખતે ના ભુલતા જો.

પેસતનજી—કેમ હવે શું જવાબ છે !

ધનજી—હા, કબુલ કરૂં છ કે લગન થયાં. પન લગન થયા પછી જો સાત આઠ વરસમાં ખાવંદ અથવા બઇરીનો પટો નહીં લાગે તો અદાલતથી છુટા છેડા મળે. ૧૫ વરસ થયાં તે સુનઇ ગુમ થઇછ માટે હવે હું છુઉં.

**ભ૦ભુ**--ગુમ નથી થઇ. તેં સુનઇને ને તેના દુધમલ બચ્ચાં સાથે નદીમાં ફેકી દીધેલાં.

**ધનજી**—મેં ! ઓ મારા બાપરે ! હું તો કાઇ જાનતોઓ નથી.

**ભ૦ભુ**—તે સુનઇ પોતે આવીને જુબાની આપશે તો સું કહેસ ! તે દુધમલ તારી બેટી આવીને જુબાની આપસે તો સું કહેસે !

**ધનજી**—બધી બનાવટી જુઠી વાત છે તો તેં લોક આવે સાના ને બોલે સાંના !

**ભ૦ભુ**--તહારે લે. જે તારી પરનેતરને તેં નદીમાં ફેકી દીધેલી તે હું પોતે છઉં, ( જાહેર થાય છે ) ને જે તારી દુધમલ દીકરી હતી તે આએ હીરાં.

**સઘલાં—સુનઇ**-હીરાં !

**પાલી**—આ મારી દીકરી-મારી બાપુલી રે બાપુલી. આવરે આવ !

**રતનશાહ**-એ ધનજીની દીકરી :

**સુનઇ**—હા એ મારી ને ધનજીની દીકરી.

**પેસતનજી**—કેમ ! હવે જીભ કેમ સીવઇ ગેઇ !

**રતનશાહ**-તું આવો પાપી ! મારો વારસ છે તો સું થયુ ! ઇનસાફને રસ્તો આપવોજ જોઇસે, પોલીસના હાથમાં આપવોજ જોઇએ.

જગતની શરમ કરજો.
તે પરવર કરશે તેને પુરી સજા.
હાથે ઉછેરેલા આ જેરીલા તુંજા.
જગને જનાવીને પાપી ઠરાવી.
પહોચાડી તુંને પુરો કરૂં હું સજા,
જોજે જોજે તું મજા.

**સુનઇ**--નહી સાહેબ-આજે તમારો ખુસાલીનો દીવસ છે, જે દાહાડે એવું કાંઇ કરતા ના. વરસોથી ગુમ થયલો તમારો દીકરો આજે તમને મળેછ.

**રતનશાહ**—મારો દીકરો ! મારો પોતાનો દીકરો ! કહાં છે !

**ખટલો**—પાપીઓ સાથે રહી, પાપ કરી, આ ધનજીની મે દોસ્તી બાંધી ને એની શીખવણીથી તમારો દીકરાને હુ ઉઠાવી ગીયો, ડરાવી તેને રખડતો મુકી દીધો.

રતનશાહ—પછી-પછી!

ખટલો—પછી આએ પેસતનજીએ તે છોકરાને કરી લીધો અને તે આએ કેકુ.

રતનશાહ—દીકરો સારો દીકરો!

સુનઈ—એના હાથ ઉપર તમારા ખાનદાનની નીશાનીનું લાછન છે તે જોઈ લેવો.

ખટલો—ધનજીએ પાપ કીધાં, મેં કમબખતે અને દોલુએ મદદ કીધી.

રતનશાહ—તે દોલુ હમના કહાં છે?

ખટલો—બીમારીમાં ઘેલો થઇ આજે સવારેજ મરી ગીયો. મરવા અગાઉ પુરી સુધીમાં આયોતો ને તેને આ સઘળો એકરાર લખાવ્યોછે. તેને પોતે એની ઉપર સહી કીધીછે. ધનજી, બોલ હવે, કેકુને ચોરી જવાનો એકરાર કર

કેકુ—મને જીવતો બાળી નાંખવાની તારી કોસેસનું કારણ હવે મને જનાવવું. તોજેશ કર અપરાધની તોબાહ કર.

હીરા—વહેમી વીચારથી જીવતા માનસનો ભોગ આપવા જેવા ગુનાહની ખુદા પાસે માફી માંગી લેવો—બાવાજી માફી માંગી લેવો.

સુનઈ—મુરબી કાકાના પાનીમાં જેર ભેળવા માટે ને ખોટી ચાવીથી તીજોરી લુટવા માટે શરમીંદો થા.

પાલી—અરે તે જેર ને ચાવી તો મેં આપેલાં-બાપુ, ગાલ પર તમાચા માર, તમાચા માર.

ધનજી—શરમીંદો છું, તોબાહ કરૂં છ, માફ માંગુછ. સુનઇ તારી આગળ માથું જુકાવુંછ, તું માફ કર હાથ જોરૂંછ.

સુનઈ—યાદ છે કે? સરકસીમાં જે સર તેં ઉચું ઉઠાવ્યું તું, તો આજે નામોશીમાં પગ આગળ નમાવ્યુંછ. મેં માફ કીધુંછ; સઘળાઓ કરસે, ખુદા પાસે માફી માગવામાં જીંદગી ગુજાર, જો બની શકે તે તને પાર ઉતાર

**રતનશાહ**—જા, હું બી તુંને માફ કરૂંછ. ખુદા તુને માફ કરે, એ દુવા ગુજારૂંછ. હું તુને દર મહીને બસો રૂપ્યા પુગારયા કરસ, પન એવા સરતે કે તારે દુર દરાજ જઈને રહેવું, સુરતમાં કદી નહીં આવવું.

**ધનજી**—જાઉંછ, નેક રહી નેક બનું એવી ઉમેદ ધરતો જાઉંછ, બેટી રહે મુજ સુખી એ દુવા ગુજારતો જાઉંછ, માફ કરજે—માફ કરજે એમ પોકારતો જાઉંછ.

(જાય છે)

**પેસતનજી**—ડાકટર સાહેબ હવે તમે આએ ચોર ભુતને પકડયો તેનું સું કરસો!

**કેકુ**—ડાકટરનો તો જબરો હુરયો થઇ ગીયો.

**પાલી**—ઉંએ તો કીહેલું કે ભુતને પકરહે તો કાંઇ કાંટાનું ટટેહર થીઇ જાહે. પન આ તો ઉલતાનું હુલતુ થીઇ ગીયેલું. પન બાવા મારી હીરાંને મારી પાહેથી લીઇ લેતા રખેહો, ઉં એના વના મરી જાવા.

**પેસતનજી**—ને મારા દીકરાનેબી મારી પાસેથી ના લેતા.

**રતનશાહ**—ચીંતા ના કરો-હવે આપરે બધા સાથેંજ રહેહું. હું સુખી થયો મારી ધનીઆની સુખી થઇ તો તમોને સુખી કરવાની મારી ફરજ છે.

**સુનઈ**—એક બીજુ ભલઇનું કામ કરો. મારી દીકરી હીરાં ને તમારા દીકરા કેકુની વચે મોહબત છે, તેમની સગાઇ સાંધી આપો.

**પાલી**—ઓ તારી! જમ થીયું કે! આપુને તો ખબર બી નીંહ માલે! હાઇઓ ચોટ્ટી!

**પેસતનજી**—ને આપરેબી કઇ જાનતા નહીં, તમે જવાન હુકતાંએમ પોતાની મેલે અદરઇ બસસો તો કાજ કરનારા મોબેદો ભુખે મરસે.

**રતનશાહ**—ઘની ખુસીની વાત છે. સુનાબઇ તમે મને ઝેરથી બચાવ્યો, મારા દીકરાને બળતા બચાવ્યો, હીરાંને ભોગ ચહડતી બાચવી.

**ખટલો**—મને પાપથી ઉગાર્યો-સુધાયરો-સીખવ્યો.

**રતનશાહ**—તો તેમારો સુખન રાખવો જોઈયે

(બેઉના હાથ જોડે છે).

**પાલી**—મારી બાપુલી, ગરીબ બાપાને ભુલી જતી ના જો.

**હીરાં**--તમોને હું તો જીવસ જાગસ તહાં સુધી બાવાજ કહેવસ.

પેસ્તનજી—ને દીકરા મને યાદ કરશે કે ?

ફેકુ—તમુને ભુલું તો સરદાર રતનસાહના ખાનદાનને એબ લગાઉં.

[ પીરોજા ગુલાં મહેરાં જાલ અને બેજન આવેછે.]

રતનશાહુ—આવો-આવો-તમારીજ ખોતી ઉતી.

બેજન—જી મોડું થયું. માફ કરજો. આએ તમારા પ્રાઇવેટ સેક્રટરી સાહેબ અમારે ઘરે ભાઇબંધની વાયજ કરવા આવેલા તે સાંભલતાં મોડું થઇ ગીયું.

રતનશાહુ—અરે પન દીકરા જાલ, તું તે સુ સું ધંધા કરતો ફરે છે ! મોંવરાના જાડ પર ગુલાબ ઉઘાડે છે ને વળી ભાઇ બંધીની વાયજબી કરેછ.

પીરોજા—ને જી ધરમનો ભઇબી થાય છ ને હાસપીતાલમાં જવાનો સામાનબી એકઠો કરે છ

જાલ—સાહેબ તમારી નોકરીમાં સુખ સગવડને ફુરસત ઘની મળે છ, તે જરા ભવીસની પાલ બાંધવાનુંબી કામ કરતો જાઉં છ.

રતનશાહુ—વારૂં જો, આએ મારો દીકરો. ઘને વરસે મળયોછ-કેમ ? તુંને ગમછે કે ! આએ મારી વહુ.

જાલ—તારે તો એ લોક મારા નાહ્લા સેઠ સેઠાની-વાહ કેવું મ-જાહનું જોડું છે.

રતનશાહુ—તારો નાહ્લો સેઠ નહીં પન તારો ભઇ તેં મને ગયાં ચાર પાંચ વરસમાં એવી મદદ આપી છ, મારો જીવ એવો ખુસ કીધો છ કે આજની ખુસાલીમાં તુંને નેહાલ કરસ ધન દોલતથી ખુસાલ કરસ.

[ બધાં જના આપસ અપસમાં મલી હરીછ અને વાત કરેછ બીજી તરફથી ખરસેદબાઇને બીખઇજી આવે છે ]

ખરશેદબાઇ—જોયો, માય બીખઇજી પેલો ફુકતો (હીરાં સાથે જાલ વાત કરે છે તેને દેખાડે છે) જોયું કે ! હવે આએ નવો પોગો આગળ લટુ થઇ ગયો. મારી મહેરાં સાથે ચેરાં કહાડયા, તમારી પીલાંને ચુની લીધી ને હવે આએ છોકરી આગળ નાચેછ નડેરછ.

બીખઇજી—બધાનાં દેખતાંજ એનો ફજેટો કરવો જોઇયે આવે, આપરે બેઉ જના એની ખબર લેઇયે.

[ બેઉ જણીઓ જાલને છત્રી છત્રીએ મારવા માંડે છે જાલ નાસતો ફરે છે છોકરીઓ ખુરસી કોચ ઉપર ઉભી થઇ ખુબ હસે છે. રતનશાહ અને ડા૦ અને પેસતનજી વચે પડેછે. ]

**રતનશાહ**—અરે છે સું ! કંઇ સમજ પડે ! એમ બેઉ જની બીચારા જાલને સાના મારવા મંડયા !

**પાલી**—ખોટા ભુત ગયા ને આ ખરાં બે ભુતડાં કહાંથી નીસરી આયવાં !

**ખરશેદબાઇ**—હું એને ખુબ તરેહથી મારૂં પછી મને પુછજો--મારો પીટા ઉછરી આયો છે તે હમના મારાથી બોલાવાનું નથી.

**મહેરાં**—અરે માયજી માયજી—એમ તોફાન સું કરોછ ! બધાંના દેખતાં ખરાબ લાગેછ.

**ખરસેદબાઇ**—તારી માય બી મરે ને તું ને બી સું કહું ! પારકા છોકરાની સાથે વેલાં ચેડાં કહાડેછ ને માયને ઠગેછ.

**પીલા**—માયજી, તમે કેમ અચક બની જાઓછ ! એમ કોઇ પારકાં ઘેરમાં માર ફાડ કરે કે !

**બાપાઇજી**—તારે પારકા છોકરાને ચુમી અપાય કે !

**રતનશાહ**—પન થયું સું તે કંઇ કહેસો ? જાને એ છેડાયલી વાંદરી નીકરી પરીછ.

**પાલી**—મને તો એમ લાગેછ કે આએ જાલે એ બેઉ સાથે પનવાની કબુલાત આપી હોસે ને પછી નાસી આયો હોસે.

(બધાં સાથે બોલવા લાગે છે ગડબડ થાય છે.)

**પેસતનજી**—(રતનશાને) તમે આએ બે ડોકરીને બાજુ લેઇ જઇને પુછો. એમ તો જાને હુલડ જાગ્યું હોય એવું સમજીને પોલીસ સીપાઇ દોડી આવસે.

**રતનશાહ**—આવો-આવો-મારી આગળ આવો-મને સમજાવો સું છે ! (બેઉને બાજુ લઇ જાય છે )

**મહેરાં**—બલા જાને રે જાલ-તુંને ઘનું લાગુ કે !

**પાલી**—સેક પોતનું પાની મુકાવું ! રેવંચીનો હીરો ને આંબા ભરી દેવું !

**એજન**—બઇ કેકુ આએ તારા બાવાનો સેક્રેટરી મારી બહેનને પોતાની સેક્રેટરી બનાવવા માંગેછ ને મારી બહેન વરી મારી બઇરોની સેક્રેટરી બની જવા માંગેછ ને હું—

**કેકુ**—એ સું બકછ ! કંઈ સમજ નહીં પરતી.

**રતનશાહ**—ચાલો છોકરાંઓ. ગરબર ના કરો. બધું ઠીકઠાક થઇ ગીયું. આજે બધાંના માથાં ધોઇ નાખુંછ. જાલ સાથે મહેરાંને ગોઠવવાને ખરસેદબઇ રાજી છે.

**કેકુ**<br>**એજન** } હુરરે—શાબાશ—વન્સમોર !<br>**જાલ**

**રતનશાહ**—આવો ખરસેદબઇ ખુદાનું નામદેવો. બાબઇજી તમે બી તમારી દીકરી જરબઇનો હાથ મેળાવો, હું મારા દીકરા ને વહુનો હાથ મેળવુંછ, (બધાનાં હાથ મેળાવેછે) આજે સંધાયલા જોડાં સુખી રહેજો. હમેશાં સઉના ઘરમાં શાદી શાજવારીનો સમો ગાજતો રહો— ખાસી પ્રીતીનો ડંકો---

**સઘળાંઓ**—ગાજતો રહો !



## ( વધારો )

### ધનજીનુ ગાયણ.

[ અંક ૧ લો—દેખાવ બીજો—પાનું ૭ મું.

અજબ છે કારોબાર, ઉલટા સુલટા વહેવાર,
છોડવી ભલાઇ, કરવી બુરાઇ,
તો મોજે બેસુમાર,
કરજે શેતાની કામ, પન લેજે રબનું નામ.*
તો બેડોપાર, આ દુન્યામાં--
કરશો સઉને ગોલામ.
નથી કરવી હયા વેઠ-કહેવાઇએ તોબી શેઠ,
બેસલેટ લઇને માપે ગટર,
કોઇ લઇ જાય ઘેર કેઠ

તો કહું:—

Don't take me home,
Please, don't take me home,
Tell me what did I ever do to you,
Oh! Have a little pity,
I'm a poor tipsy man,
In search of peace I roam,
I'm with you in any thing you do,
But don't take me home.